॥ श्री सिद्धचक्राय नमः ॥

# શ્રીનવપદ આરાધન વિધિ.

## ॥ વિગેરેના સંગ્રહ સહિત. ॥




પ્રકાશક

શ્રી નવપદ આરાધક સમાજ

મુંબાઈ.

ઠે. શ્રીમુંબાઈ વર્ધમાનતપ આયંબિલ ખાતું

પાયધુની મુંબાઈ પી. ઓ. નં. ૩.

આવૃત્તિ ૧ લી } સં. ૧૯૮૧ ના ચૈત્ર શુદ ૧ બુધવાર

નકલ ૨૦૦૦ } તા. ૧૦-૪-૧૯૨૫

॥ श्री सिद्धचक्राय नमः ॥

# શ્રી નવપદ આરાધન વિધિ.

## ॥ વિગેરેના સંગ્રહ સહિત. ॥

પ્રકાશક:

શ્રી નવપદ આરાધક સમાજ. તરફથી
સંઘવી નગીનદાસ કરમચંદ પ્રમુખ.
સંઘવી કેશવલાલ મોહનલાલ એ. સેક્રેટરી

કીંમત. સમાજના મેમ્બર માટે એક બુકના ૦-૪-૦
વધુ બુકો માટે અગર મેમ્બર શીવાયના માટે ૦-૮-૦

પોસ્ટેજ જુદું.

સંવત ૧૯૮૫ ના ચૈત્ર સુદ ૧ આવૃત્તિ ૧ લી
બુધવાર તા. ૧૦-૪-૧૯૨૯ નકલ. ૨૦૦૦




શ્રી નવપદ આરાધન વિધિના પુસ્તકો આ પહેલા પણ બહાર પડેલા છે. પરંતુ શ્રીનવપદજીની ઓળી કરનારાઓને તમામ હકીકત એકજ પુસ્તકમાંથી મળી શકે તેવા એક ગ્રંથની જરૂરિયાત હતી તેટલા માટે અમે આ પુસ્તકમાં બે વિભાગ રાખીને પ્રથમ વિભાગમાં શ્રી સિદ્ધચક્રજીની ઓળી સંબંધી સવિસ્તર સમજ સાથે દરેક દિવસની જુદી જુદી વિધિ છપાવી આરાધનાને અંગેના બીજા પણ અનેક વિષયનો સમાવેશ કરીને તથા બીજા વિભાગમાં નવ દિવસનાં મહોત્સવમાં ભણાવવામાં આવતી બધી પૂજાઓનો તથા સ્નાત્ર વિગેરેનો સંગ્રહ કરીને બહાર પાડી છે. આથી પૂજા સંગ્રહની મોટી ચોપડી સાથે રાખવાની જે મુશ્કેલી રહેતી હતી તે નહિ રહે.

પ્રથમ વિભાગમાં શ્રી સિદ્ધચક્રજીના જુદા જુદા પદોની આરાધના કેવી રીતે થઇ શકે તેનુ તથા નવપદોની અંતર્ગત રહેલા ત્રણ તત્ત્વો (દેવ, ગુરૂ, ધર્મ )નું વિસ્તારથી સ્વરૂપ સમજાવવામાં આવ્યું છે તે વારંવાર વાંચીને મનન કરવા યોગ્ય છે, શ્રી સિદ્ધ ચક્ર યંત્રમાં રહેલા પદોનું યથાર્થ ભાન થયા પછીજ તેની આરાધનમાં ખરો રસ પ્રગટે છે. ત્યાર પછી પૂર્વાચાર્યોના શબ્દોમાં શ્રીસિદ્ધચક્રજી મહાત્મ્ય ટુંકમાં પ્રદર્શિત કર્યું છે. અને પદોની નવ (૯) નીસંખ્યાની વિશિષ્ટતા બતાવી છે. પછી ઓળીની વિધિમાં કરાતા અનુષ્ઠાનોના હેતુ, સ્વરૂપ ફળ વિગેરેનું સંક્ષિપ્ત વર્ણન કર્યું છે.

તેમાં સાત પ્રકારની શુદ્ધિ, છરીનું પાલન, ક્રિયાના આશય, દોષ લિંગ વિગેરેનું સ્વરૂપ પણ પ્રસંગોપાત સમજાવવામાં આવ્યું છે. પછી નવે દિવસનો સામાન્ય કાર્યક્રમ લીધો છે. ત્યાર પછી નવે દિવસની જુદી વિધિ લખી છે. પછી પારણાના દિવસની વિધિ. પડિલેહણ, દેવવંદન. પચ્ચખ્ખાણ પારવું. ઈત્યાદિ વિધિઓ જુદી જુદી છાપેલી છે. તેથી નવીન જોડાનારને મુંઝવણ પડે નહિ. પછી ઓળી કરનારાઓને કેટલીક અગત્યની સૂચનાઓ લખીને શ્રીમદ્ વિનય વિજયજી અને શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાય વિરચિત શ્રીપાળ રાસમાંથી અપૂર્વ બોધદાયક પદ્યોનો સંગ્રહ કરી છાપવામાં આવ્યો છે. પછી જીન મંદિરમાં દર્શન પૂજન સમયે તથા દેવવંદનમાં ઉપયોગી પ્રભુ સ્તુતિઓ. ચૈત્યવંદનો, સ્તવનો થોય જોડાઓ વિગેરેનો સમાવેશ કર્યો છે. વિસ્તાર ભયથી પ્રાચીન પૂર્વાચાર્યોકૃત ભાવ પૂર્ણ ચૈત્યવંદન, સ્તવન, તથા થોયો નવનવની સંખ્યા કરતાં વધુ લીધી નથી. સ્તવનો વિગેરે ચુંટવામાં સિદ્ધચક્રના આરાધનને ઉપયોગી થાય તેના ઉપર ખાસ લક્ષ્ય રાખ્યું છે ત્યાર પછી શ્રીપાળ રાસના નિચોડરૂપ સિધ્ધચક્ર આરાધનના મહાત્મને દર્શાવનાર પાંચ ઢાળો રાસમાંથી ચુંટી કાઢીને છપાવવામાં આવી છે. અને એ રીતે પ્રથમ વિભાગ પરિપૂર્ણ કર્યો છે.

દ્વિતિય વિભાગમાં પરમ અધ્યાત્મી પંડિત શ્રી દેવચંદ્રજી કૃત સ્નાત્ર આપી પછી આઠ દિવસમાં ભણાવવાની પંડિત શ્રી વીરવિજયજી કૃત ચોસઠ પ્રકારી પૂજા છાપવામાં આવી છે ત્યાર પછી નવમા દિવસે ભણાવવાની શ્રીમદ્ પદ્મવિજયજી કૃત નવપદ પૂજા છાપી છે, છેવટમાં પારણાને દિવસે ભણાવવામાં આવતી શ્રીમદ્ સકલચંદ્રજી ઉપાધ્યાય કૃત સત્તર ભેદી પૂજા દાખલ કરી

છે, શ્રીમદ્ જ્ઞાન વિમળ સૂરિ, શ્રીમદ્ દેવચંદ્રજી તથા શ્રીમદ્ યશો વિજયજી એ ત્રણ જૈન શાસનના છેલ્લા સમર્થ વિદ્વાનોની ભેગી કૃતિરૂપ શ્રીનવપદ પૂજા પણ દાખલ કરી છે. સ્નાત્ર તથા દરેક પૂજાની વિધિઓ પણ સાથેજ દાખલ કરી છે. છેવટમાં પ્રતિમા પૂજન અને તીર્થ યાત્રાનું મહત્વપદ દર્શાવનાર તથા શ્રીનવપદ આરાધક સમાજનો તેની સાથેનો સંબંધ દર્શાવનાર કેટલુંક વિવેચન લખીને આ પુસ્તકની સમાપ્તિ કરવામાં આવી છે.

આ પુસ્તક છપાવવાનું કામ ઘણીજ ઉતાવળથી કરવામાં આવ્યું છે તેથી તેમાં ભૂલો તથા અશુદ્ધિઓ રહી જવા સંભવ છે. તે સર્વનું તથા શ્રીવીતરાગની આજ્ઞા વિરૂધ્ધ થયેલા લખાણનું મિથ્યા દુષ્કૃત ચાહીએ છીએ. રહી ગયેલી ભૂલો સુધારવા શુદ્ધિ પત્રકમાં યથાશક્તિ પ્રયત્ન કર્યો છે. અમદાવાદમાં ખંભાતવાલા માસ્તર ઉમેદચંદ રાયચંદે પ્રુફ સુધારવાના કામમાં તથા ગ્રંથ વખત સર છપાવી તૈયાર કરાવી આપવાના કામમાં નિઃસ્વાર્થપણે જે મદદ કરી છે. તેની અમે અત્ર ખાસ નોંધ લઇએ છીએ. શ્રીનવપદ આરાધન કરનારને આ પુસ્તક ખાસ ઉપયોગી હોવાથી શ્રીનવપદ આરાધક સમાજના તમામ સભ્યોને પડતર કરતાં અડધી કિંમતે આપવાનો અમે પ્રબંધ કર્યો છે.

સં. ૧૯૮૫ ના ચૈત્ર સુદ ૧ બુધવાર તા. ૧૦—૪—૨૯

લી, ઓ. સેક્રેટરીઓ,
શ્રીનવપદ આરાધક સમાજ—**મુંબાઈ.**

ધી સૂર્યપ્રકાશ પ્રીન્ટિંગ પ્રેસમાં પટેલ મુળચંદભાઇ ત્રીકમલાલે
છાપી. ઠે૦ પાનકોર નાકા—**અમદાવાદ.**

# શુદ્ધિપત્રક.

## પ્રથમ વિભાગ.

| પાનું | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૨૧ | ૨ | પરમતત્વોજ | પરમતત્વો |
| ,, | ૭ | શક્તા | શકાતો |
| ૨૩ | ૫ | દેવાના | દેવાનો |
| ,, | ૧૭ | શ્રત | શ્રુત |
| ૩૩ | ૨૧ | બાહ્મ | બાહ્ય |
| ૧ | ૧૧ | આશ્રી | આ શ્રી |
| ૨ | ૧૫ | પ્રક્રારની | પ્રકારની |
| ૯ | ૩ | સુર્તિ | સ્ફુર્તિ |
| ,, | ૧૪ | મુાક્ત | મુક્તિ |
| ૧૪ | ૧૨ | ષિશેષ | વિશેષ |
| ,, | ૧૩ | સંગીતના | સંગતિના |
| ,, | ૨૦ | વિયોગ | વિયોગમાં |
| ૧૯ | ૨૦ | સુયગ ડાંય | સુયગ ડાંગ |
| ૨૧ | ૧૪ | પંચેદ્રિ | પંચેંદ્રિ |
| ,, | ૨૩ | દ્વાવિંશત્તિ | દ્વાવિંશતિ |
| ૨૨ | ૩ | વ્યાપન્યદર્શન | વ્યવન્ન દર્શન |
| ,, | ૮ | અર્હા દ્દિનય | અર્હદ્દિનય |
| ૨૩ | ૯ | વિદ્યામૃત્ | વિદ્યાભૃત્ |
| ,, | ૧૦ | ચૂર્ણાજના | ચૂર્ણુાજના |
| ૨૪ | ૨૦ | જીવસ્યાતિ નિર્માણ | જીવસ્યાસ્તિ નિર્વાણ |
| ૨૫ | ૯ | માતજ્ઞાનાય | મતિજ્ઞાનાય |
| ,, | ૧૬ | નનઃ | નમઃ |
| ૨૭ | ૧૦ | ચારિત્રેભ્યો નમઃ | ચારિત્રાય નમઃ |
| ૩૩ | ૧૧ | નમોસવ્વ સાહૃણું | નમોલોએસવ્વ સાહૃણું |
| ૩૩ | ૧૯ | ઉપશમે | ઉપશમ |
| ,, | ૧૦ | નકારવા-ધી લીસ | નવકારવાળી વીસ |
| ૩૫ | ૫ | પ્રક્રારાંતરે | પ્રકારાંતરે |
| ૩૬ | ૨ | કરવું હમેશ મુજબ | કરવું. હંમેશ મુજબ |
| ૩૯ | ૧૬ | સુદ્ધા | સુદ્ધી |
| ,, | ૧૯ | સંધોવરિ | સંઘોવરિ |
| ૪૦ | ૨૧ | અબ્તા-ખ્ખાણું | અબ્ભ ખ્ખાણું |
| ૪૨ | ૮ | ઉવિખત્ત | ઉખ્ખિત્ત |
| ૪૬ | ૧૧ | દર્શના ત | દર્શનાત્ |
| ,, | ૧૨ | પૂજનાત | પૂજનાત્ |
| ,, | ,, | સાક્ષાત | સાક્ષાત્ |
| ૪૭ | ૫ | રમણુ | રમણું |
| ,, | ૧૫ | ૦ | ૪ |
| ૪૮ | ૧ | વિધિવદ | વિધિવદ્ |
| ,, | ,, | વિધિતાન્ય | વિધુતાન્ય |
| ,, | ૨ | ભકતોલ્યત્ | ભકત્યોલ્લસત્ |
| ૪૯ | ૮ | સંબંદ્દ | સંબંધ |
| ,, | ૨૧ | દિસિવાલ | દિસિપાલ |
| ,, | ,, | અલંકિયઓ | અલંકિયો |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૦ | ૧૫ | સુખકુરં | સુખકરં |
| ૫૧ | ૯ | સુર રમણી | સુરમણી |
| ,, | ૧૪ | નમન | ન્હવણ |
| ૫૫ | ૪ | સુંરે નર | સુર નર |
| ,, | ૪ | હીઠ | ધીઠ |
| ,, | ૧૩ | બાહ્યની | બાહ્યની |
| ૫૬ | ૧૩ | તપદિનતાં | તપદિનમાં |
| ૫૮ | ૧૬ | સર્વ ટળે | ભય ન આવે |
| ૬૨ | ૧૮ | ક્રિયા | ક્રિયા |
| ૬૩ | ૧૭ | સફળે | સફળ |
| ,, | ,, | ઉમેદ | ઉમદ |
| ૮૧ | ૮ | રહમો | રહ્યો |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮૪ | | પ્રવૃજમા | પ્રવૃજ્જા |
| ૬૬ | ૬ | નથ | નય |
| ૬૮ | ૯ | નિશ્ચલ | નિશ્ચલ |
| ૬૯ | ૪ | પત્રૌધ | પત્રૌધ |
| ૭૦ | ૧૫ | અણિ | આણી |
| ૭૧ | ૭ | ાનવારીયે | નિવારીયે |
| ૭૪ | ૫ | દૂરેં | દુરે |
| ,, | ૮ | બાહિર ન | બાહિર ને |
| ૭૬ | ૧૫ | ભાવિયો | ભાવજો |
| ,, | ૧૬ | ,, | ,, |
| ,, | ૨૦ | ત | તે |
| ૭૭ | ૮ | તણે | તેણે |

# સુચના.

૧. આ પુસ્તકને જેમ તેમ રખડતું મુકી આશાતના કરવી નહીં.

૨. શ્રી નવપદજીની ઓળીની નવે દિવસની વિધિ પાના ૧૭ થી શરૂ થાય છે તેમાં પ્રથમ પદ અરિહંતની વિધિ ક્રમાનુસાર બરાબર છે. પરંતુ બાકીના પદોમાં ખમાસમણના દુહા પ્રથમ મુકાઇ ગયા છે અને પછી દરેક દિવસનો કરવાનો વિધિ મુકાયેલો છે તેવી ભુલ થયેલી છે માટે તેના ખપી ભાઇ બ્હેનોએ દરેક દિવસનો વિધિ તપાસીને પછી ખમાસમણના દુહા પ્રથમ એક સાથે છપાયેલા છે ત્યાંથી વાંચી લેવા.

# શુદ્ધિપત્રક.

## દ્વિતિય વિભાગ.

| પાનું | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૩ | ૧૭ | ! | , |
| ૪ | ૧૩ | નિરઘુમ | નિર્ધૂમ |
| ૩ | ૧૧ | સનાથ | સનથ્થ |
| ૭ | ૧૫ | શુચિંગુણુ | શુચિગુણુ |
| ૮ | ૩ | હુંકમ | હુકમ |
| ૮ | ૯ | આણુા | આણુી |
| ૮ | ૧૧ | શાાકત | શક્તિ |
| ૧૧ | ૧૬ | ન્હાવે | ન્હવરાવે |
| ૧૪ | ૧ | કુંદાંદિક | કુંદાદિક |
| ૧૫ | ૧૧ | ધૂપ | ધૂમ્ર |
| ૧૬ | ૧ | જિંનમતિ | જિનમતિ |
| ૨૧ | ૨૨ | જાતના ફુલ | જાઇના ફુલ |
| ૨૩ | ૧૭ | ચંદનૌઘૈ: | ચંદનૌઘૈઃ |
| ૩૩ | ૮ | પૂ્જા | પૂજા |
| ૩૨ | ૧૪ | દિવસે | દિવસે |
| ૩૩ | ૧૮ | ચઉં | ચઉ |
| ૩૩ | ૨૧ | શેવક | સેવક |
| ૩૪ | ૧૬ | કુમતિના | કુમતિની |
| ૨૫ | ૧૨ | મૂંગા | મૂંગા |
| ૩૮ | ૩ | રાજ્ય | રાજ્યે |
| ૩૮ | ૧૪ | વયણુના | વયણુની |
| ૪૨ | ૫ | વિઘાન | વિધાન |
| ૪૨ | ૯ | ત | તે |
| ૪૨ | ૧૨ | ત | તે |
| ૪૨ | ૧૨ | વૈશાલક | વૈશાલિક |
| ૪૨ | ૧૪ | તારક | નારક |
| ૪૩ | ૧૨ | ઘોળી | ધોળી |
| ૪૯ | ૬ | વજાવ | વજાવે |
| ૫૧ | ૭ | દિવસ | દિવસે |
| ૫૧ | ૧૭ | કરે' | કરે |
| ૫૨ | ૭ | કમ | કર્મ |
| ,, | ૮ | સઘે | સધે |
| ,, | ૧૦ | ઓધવ ? | ઓધવ ! |
| ,, | ૧૪ | કઇ | દઇ |
| ,, | ,, | વાઘર | વાધર |
| ૫૫ | ૬ | ચોઘરે | ચોધરે |
| ,, | ૮ | પાંસરે | પાસરે |
| ,, | ૧૭ | ધપ | ધૂપ |
| ,, | ૨૧ | ધપ | ધૂપ |
| ૫૬ | ૨ | બ'ધ | બંધ |
| ૫૮ | ૫ | દુર્ગંચ્છા | દુગંચ્છા |
| ૫૯ | ૧૦ | વદ વિલુદ્ધા | વેદ વિલુદ્ધા |

| પાનું | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
| --- | --- | --- | --- |
| ૬૦ | ૧૩ | માર્દ્વ | માર્દવ |
| ૬૨ | ૨૦ | ઓધે | ઓઘે |
| ૬૪ | ૧૬ | મણુઅનુ | મણુંઅનુ |
| ૬૭ | ૪ | કરાં | કરતાં |
| ,, | ૮ | ફ્રૂડ | ફૂડ |
| ૬૯ | ૧ | **सप्रप्र** | **सप्तम** |
| ૭૦ | ૧ | નૈવેધ | નૈવેદ્ય |
| ૭૧ | ૬ | ધસેલું | ઘસેલું |
| ૭૨ | ૫ | જ્ઞાનદિશા | જ્ઞાનદશા |
| ૭૪ | ૫ | ઉંદય | ઉદય |
| ૭૪ | ૯ | પયાપ્તો | પર્યાપ્તો |
| ૭૫ | ૭ | પૂષ્પાણિ | પુષ્પાણિ |
| ૭૫ | ૧૧ | લોકસજ્ઞા | લોકસંજ્ઞા |
| ૭૬ | ૧૧ | મોતી ઘો | મોતીઘો |
| ,, | ૧૪ | મોહના | મોહના |
| ,, | ૧૬ | સંઘયણુા | સંઘયણા |
| ૭૭ | ૯ | શુચિં | શુચિ |
| ૭૭ | ૧૪ | ધૂવ બંધિ | ધ્રૂવ બંધિ |
| ,, | ,, | અધ્રવા | અધ્રૂવા |
| ૭૮ | ૨ | તિગ્ | તિગ |
| ,, | ૨ | સારસ્વાદન | સાસ્વાદન |
| ૭૯ | ૬ | તિગ્ | તિગ |
| ૧૧ | ૧૧ | સાયોગી | સયોગી |
| ,, | ,, | નરગઇં | નરગઇ |
| ૮૦ | ૫ | સંચિત્ત | સંચિત |

| પાનું | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
| --- | --- | --- | --- |
| ,, | ૬ | ધુજે | ધ્રૂજે |
| ,, | ,, | નરયાયવ | નિરયાયવ |
| ,, | ૧૨ | પડિમાં | પડિમા |
| ૮૨ | ૧૨ | **द्वितोय** | **द्वितिय** |
| ૮૬ | ૧૧ | ઘર | ધ્રર |
| ૮૬ | ૧૪ | નીચૈર્ગો-ત્રૌદય | નીચૈર્ગો-ત્રોદય |
| ૮૬ | ૧૬ | ,, | ,, |
| ૮૭ | ૭ | કોડકોડી | કોડા કોડી |
| ,, | ૧૧ | ખામી રે? | ખામી રે. |
| ૮૯ | ૧૦ | હીનિ | હાનિ |
| ૯૧ | ૨૦ | તીથોદકૈઃ | તીર્થોદકૈઃ |
| ૯૨ | ૧૫ | અલ્પધની | અલ્પધ્વની |
| ૯૩ | ૧ | જિન | જિમ |
| ૯૫ | ૬ | જ્ઞાનદિશા | જ્ઞાનદશા |
| ૯૭ | ૧૪ | અમલક | અમૂલક |
| ૧૦૨ | ૧૧ | નામકમ | નામકર્મ |
| ,, | ૧૨ | ગોત્રકમ | ગોત્રકર્મ |
| ,, | ૫ | એકદાતી | એક દત્તી |
| ૧૦૫ | ૫ | સર્વસાધુભ્ય; | સર્વસા-ધુભ્ય |
| ૧૦૬ | ૪ | સંદેસણાણું | સદ્દેસણાણું |
| ૧૦૭ | ૭ | ઉપ્પન્ન | ઉપ્પન્ના |
| ૧૦૮ | ૪ | નિવારણ | નિરાવર્ણ |
| ૧૦૯ | ૨ | પરગુણ | પુરગુણ |

| પાનું | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ,, | ,, | પ્રાકૃતિ | પ્રાકૃત |
| ,, | ૧૦ | પુગ્ગહાણું | કુગ્ગહાણું |
| ૧૧૧ | ૪ | સિંધા | સિંધા |
| ,, | ૧૨ | સિજ્ઝાય | સજ્ઝાય |
| ૧૧૨ | ૧૦ | યોંગ્ય | યોગ્ય |
| ૧૧૫ | ૭ | પ્રબોધ | પ્રબોધે |
| ,, | ,, | વિચિત્રા- વબોધ | વિચિત્રા- વબોધે |
| ૧૧૮ | ૫ | પ્રકટિત સ્વર વર્ગં અઆ ઇત્યાદિ સ્વરા: કુ ચુ ટુ તુ પુ વર્ણા: | (પ્રકટિત સ્વર વર્ગ અ આ ઇત્યાદિ સ્વરા: ક્ ચ્ ટ્ ત્ પ્ વર્ણા:) |
| ૧૧૮ | ૧૧ | ન?હેંતુ | નિર્હેતુ |
| ,, | ૧૯ | નવ ભવ | નવમે ભવ |
| ૧૨૦ | ૨૨ | સ્ત્ર પયામિ | સ્ન પયામિ |
| ૧૨૧ | ૪ | પાવે | ભાવે |
| ,, | ૯ | સપ્પોડિ | સપ્પાડિ |
| ,, | ૧૬ | નનં સુહં | નતં સુહં |
| ,, | ,, | જે દંતિજિવા- ન્હિ | જે દિંતિ જિવાણિ |
| ,, | ૧૭ | મુખ્ખાઇં | સુખ્ખાઇં |
| ,, | ૨૪ | મણિ રાય | મુણિ રાય |
| ૧૨૨ | ૫ | તતવ્વ | તત્તવ્વ |
| ,, | ૧૧ | બજ્ઝાં | બજ્ઝં |
| ,, | ૧૨ | કયપાવનાસ' | કયપાવ• નાસં |
| ૧૨૪ | ૪ | ધોય | ધોય |
| ,, | ૧૬ | ॥સિદ્ધા૦॥ | ॥સિદ્ધ૦॥ |
| ૧૨૫ | ૧૦ | ધોરીરે | ધોરીરે |
| ૧૨૬ | ૧૨ | તિજ | નિજ |
| ૧૨૭ | ૨ | શિવવ | શિવવધુ |
| ૧૨૮ | ૬ | સાંધતા | સાધંતા |
| ,, | ૧૫ | આવસિયા- નિહિયા | આવસિયા નિસિહિયા |
| ૧૩૨ | ૩ | ડાણુ ગવ્વારા | ઠાણુગ- વારા |
| ૧૩૩ | ૧૩ | લબ્ધિ મા- દિક | લબ્ધિમાદિક |
| ,, | ,, | લબ્ધિ | લદ્ધિ |
| ૧૩૪ | ૧૦ | મદં | મદ |
| ૧૩૬ | ૨૦ | પંચવણીં | પંચવર્ણી |
| ૧૩૮ | ૧૦ | મદ્દલ | મૃદંગ |
| ૧૩૯ | ૧૧ | સ્ત્રપયતિ | સ્નપયતિ |
| ૧૪૦ | ૧૩ | કૌતક | કૌતક |
| ૧૪૧ | ૧૧ | (અંગલૂહણાં | ॥અંગ- લૂહણાં |
| ૧૪૧ | ૧૩ | આંગીગ | આંગીય |
| ૧૪૫ | ૯ | **पूआमूषणजा** | **आभूषणपूजा** |
| ૧૫૨ | ૭ | જે જે | જય જય |
| ,, | ૧૪ | મુળચંદજી | મુળચંદ |
| ૧૫૫ | ૧૩ | ચર્યા | અર્ચા |
| ,, | ૧૮ | કથન છે કે ॥ | કથન છે કે" |
| ૧૫૭ | ૪ | શાસનધોરી | શાસનધોરી |
| ૧૫૯ | ૧ | ઉદ્દેખ | ઉદ્દેશ |

# અનુક્રમણિકા.

## પ્રથમ વિભાગ

---

## દ્વિતિય વિભાગ.

# શ્રી નવપદ આરાધનના મહિમાનું કિંચિત્ દિગ્દર્શન.



જેની આદી નથી અને અંત નથી એવા ચતુર્ગતિ ભ્રમણ રૂપ ભયંકર સંસાર સમુદ્રમાં આ જીવ અનાદિ અનંત કાળથી રખડયા કરે છે !!! પરંતુ અનાદિતાની યુકિત પૂર્વક તેમજ શાસ્ત્રદ્વારાએ થતી સિદ્ધિ હૃદયમાં ઠસે તોજ રખડપટીના કારણો ને દુર કરીને તે રખડપટ્ટી બંધ કરવાના યોગ્ય સાધનોમાં આ જીવ વીર્યોલ્લાસ પૂર્વક ઉદ્યમી થાય, સ્વતંત્ર વીચારોથી આવી બાબતોમાં અવળે રસ્તે જવાય છે માટે ગીતાર્થ શુદ્ધ પ્રરૂપક ગુરૂવર્યો સમક્ષ વસ્તુ સ્થિતિ સમજી ભવ ભ્રમણનો અંત કરવામાં અદ્વિતીય સાધન ભૂત એવા શ્રી નવપદ આરાધના આદિ પ્રસંગોમાં અપ્રમાદી બનવું એજ શ્રેય ઈચ્છનારાઓને આદરણીય માર્ગ છે.

**આરાધન કાળ.**

એક વર્ષમાં છ અઠ્ઠાઈઓ આવે છે. કાર્તિક ચોમાસું, ફાગણ ચોમાસું, અને અષાડ ચોમાસું, એ ત્રણ ચૌમાસાની ત્રણ અઠ્ઠાઈઓ, તથા એક પર્યુષણ પર્વની અને બે શ્રી નવપદ આરાધનની ( તેમાં એક આસો માસમાં અને એક ચૈત્ર માસમાં) એ પ્રમાણે છ અઠ્ઠાઈઓ છે. એ છમાં પણ નવપદ આરાધનની બે અઠ્ઠાઈઓ શાશ્વતિ છે. આ અઠ્ઠાઈઓ પૈકી શ્રી પર્યુષણ પર્વની અઠ્ઠાઈ શ્રાવણ વદ ૧૨ થી શરૂ થઈ ભાદરવા સુદ ૪ થે પૂર્ણ થાય છે, બાકીની પાંચ અઠ્ઠાઈઓ તે માસમાં અજવાળીયા

પખવાડીયા ( શુકલ પક્ષ )માં આવે છે, જેનો છેલ્લો દિવસ પૂર્ણિમાનો હોય છે. આ દિવસો ઉત્તમ દિવસોની કોટિમાં ગણાય છે. તેમાં પણ નવપદ આરાધનની બે અઠ્ઠાઇઓના દિવસો ધર્મારાધનના અંગે વિશેષ મહત્વતાવાલા છે. આ દિવસોમાં આરંભ એટલે પાપના કાર્યો બંધ રાખવામાં આવે છે. આત્મહિતૈષીઓ નવપદ આરાધનના અંગે આયંબિલ ( આચામામ્લ ) તપ કરે છે, અને વિધિપૂર્વક શ્રી નવપદનું આરાધન કરે છે. જૈન મંદિરોમાં વિવિધ પ્રકારે ભગવંતની ભકિત કરવામાં આવે છે. શ્રી જીનેશ્વરના પવિત્ર ધર્માનુરક્તમહાનુભાવો, શ્રી નવપદ આરાધનમાં લીન થઇ, આત્માનંદમાં દિવસો વ્યતિત કરે છે. એ પર્વમાં, આ પર્વના આરાધનથી આત્મ કલ્યાણ કરવાની સાથે લૌકિક સંપદા પામનાર, સતી મયણાસુંદરી અને શ્રીપાલ રાજાના ચરિત્રનું પઠન પાઠન થાય છે. એ દિવસો જેમ બને તેમ વિશેષ પ્રકારે નિર્દોષ રીતે વ્યતિત થઇ ધર્મારાધનમાં વધુ સહાયકારક બને, તેના માટે ધર્મ જીજ્ઞાસુઓ સંવર ભાવને પોષણ કરનાર જીનોકત અનુષ્ઠાનોમાં, પવિત્ર આગમોમાં દર્શાવેલ વિધિ અનુસારે, રકત રહી પોતાનો કાળ નિર્ગમન કરે છે.

આહાર સંજ્ઞા, ભય સંજ્ઞા, મૈથુન સંજ્ઞા, અને પરિગ્રહ સંજ્ઞા, એ ચાર સંજ્ઞા જીવને અનાદિ કાળથી સાથે લાગેલી છે. જીવ તેમાં એક રૂપ થઇ ગયો છે. તે જાણે આત્માના સ્વાભાવિક ગુણ હોય એમ તેમાં પ્રવૃત્તિ કરે છે. એ ચારમાં જે જે પ્રવૃતિ કરવી તે બહિરાત્મ ભાવ છે, એમ જીવને પોતાને લાગતું નથી ઉદયિક ભાવે વર્તતી જીવની આ અનાદિની અશુદ્ધ પ્રવૃત્તિને ક્ષાયોપશમિકાદિ ભાવ રૂપે બદલાવીને શુદ્ધ આચાર શીખવનાર ચાર પ્રકારનો ધર્મ જીનેશ્વરોએ કહ્યો છે. દાન, શીલ,

તપ અને ભાવ એ ચાર પ્રકારના ધર્મના આરાધનથી આત્મ ધર્મ પ્રગટ થાય છે, એટલુંજ નહિ પણ એ ચારનું આરાધન પરંપરાએ મોક્ષજ છે. પરિગ્રહ સંજ્ઞામાં મૂચ્છિંત આત્માને દાન એક અદ્વિતીય સાધન રૂપ છે, અનાદિ કાળથી જીવને ગ્રહણ કરવાનો, લેવાનો સ્વભાવ પડી ગયો છે, એ લોભ કષાયની નિશાની છે. લોભ કષાયના પ્રબળ ઉદયવાલા જીવને તો મરણ કાળ સુધી પણ પરિગ્રહ ઉપરથી મમત્વ ભાવ કમી થતો નથી. દાન ગુણ આત્માને ઉચ્ચ કોટિમાં લઇ જવાના કારણ ભૂત છે. આ ચોવીસીના પ્રથમ તીર્થંકર ભગવંત રૂષભદેવ, એક ભવમાં તિર્થંકર અને ચક્રવર્તી એ બન્ને પદ્વીને પ્રાપ્તકરનાર શ્રીશાંતિનાથ પ્રભુ અને અંતિમ તીર્થંકર ભગવંત મહાવીરના જીવને ઉચ્ચ કોટિમાં લાવવામાં અને પરંપરાએ તીર્થંકર પદવી પ્રાપ્ત કરાવનાર પણ દાન છે. શીલ એ મૈથુન સંજ્ઞાનો પ્રતિસ્પર્ધિ ગુણ છે, જેમ જેમ જીવ શીલ ગુણમાં વધતો જાય છે, તેમ તેમ તેનામાં રહેલી મૈથુન ભાવના કમી થતી જાય છે. અનાદિ કાળની એ અશુદ્ધ પ્રવૃત્તિને જીતવાને, શીલ એ પ્રબળ શસ્ત્ર છે, આહાર કરવો એ આત્મ સ્વભાવ નથી. આહારથી શરીરનું પોષણ થાય છે. આત્માનું થતું નથી. જીવનો મૂળ સ્વભાવ અનાહારી છે. એ અનાહારી ગુણ પ્રગટ કરવાને તપ પ્રવૃત્તિ, એજ ઉપાય છે. અનશન ઉનોદરી, વૃત્તિ સંક્ષેપ અને રસ ત્યાગ એ ચાર પ્રકારના તપનો સમાવેશ છ પ્રકારના બાહ્ય તપમાં થાય છે. તેનું સેવન એજ આહાર સંજ્ઞાને જીતવાનો ઉપાય છે. જેમ જેમ એનું સેવન વધતું

**દાન, શીલ, તપ અને ભાવ, એ ચારેમાં પ્રવૃત્તિ તેજ મોક્ષ માર્ગ છે.**

જશે તેમ તેમ આહાર સંજ્ઞા કમી થશે. 'ઇચ્છા નિરોધ' એ તપનું મૂળ લક્ષણ છે. જગતના ભોગ પદાર્થો ઉપરની ઇચ્છાને રોકવી એ ઉત્તમોત્તમ તપ છે, ઔપશમિક, ક્ષાયિક, ક્ષાયોપશમિક, ઔદયિક અને પરિણામિક એમ મુખ્ય પાંચ ભેદ ભાવના છે. આત્માનો શુદ્ધ સ્વભાવ ક્ષાયિક ભાવ છે. અને તે જયારે ચાર પ્રકારના ઘાતિ કર્મ ક્ષય થાય છે, ત્યારેજ સર્વથા પ્રગટ થાય છે. જેમ જેમ કર્મ પ્રકૃતિનો આત્મામાંથી નાશ થાય છે, તેમ તેમ એ ભાવ પ્રગટ થતો જાય છે. બાકીના જે ભાવ છે. તે કર્મના ઉપશમ, ક્ષયોપશમાદિથી પ્રગટ થાય છે. દાન શિયળ અને તપ ધર્મ શુદ્ધ ભાવપૂર્વક હોય, તોજ આત્મોન્નતિના સાધક બને છે. મૈત્રી આદિ ચાર ભાવના, અને અનિત્યાદિ બાર ભાવના ભાવવી એ પણ ભાવ ધર્મ છે. અને જીવની અનાદિની ભય સંજ્ઞાને તોડનાર છે. એટલાજ માટે જીનેશ્વરોએ દાન, **શીલ**, **તપ અને ભાવ**, એ ચારેની પ્રવૃત્તિને ધર્મ યાને મોક્ષ માર્ગ તરિકે પ્રતિપાદન કરેલો છે.

**શ્રી નવપદ આરાધનામાં રહેલી ભાવ ધર્મની મુખ્યતા.**

પણ સર્વત્ર ભાવની મુખ્યતા હોવાથી ભાવ વીનાના દાનાદિ ત્રણ ધર્મ નિષ્ફળ પ્રાય હોવાથી ભાવ ધર્મને પ્રબળ પણે પોષનાર, શ્રી નવપદ ધ્યાનને શાસ્ત્રકારોએ ઉત્કૃષ્ટ દરજ્જે સ્થાપેલ છે. નવપદ ધ્યાનને હૃદય સન્મુખ રાખનાર નિત્ય નવીન ભાવોની વિશુદ્ધિને પામતો જાય છે. અને સમ્યક્ત્વની નિર્મળતાને કરતો અલ્પ સમયમાં ઇષ્ટ કાર્યને સાધી શકે છે. અને તેટલાજ માટે આત્માને કર્મથી મુકત થવાના અસંખ્ય નિમિત્તોમાં બળવાન નિમિત્ત નવપદનું આરાધન કહેલું છે.

તીર્થંકર નામ કર્મ જેવા મહાન ઉંચ કર્મનો નિકાચીત બંધ કરવાને કારણ ભૂત વીશ સ્થાનકોનું આરાધન શાસ્ત્રોમાં દર્શાવેલું છે. આ પદોનું મહત્વ એવા પ્રકારનું છે કે આ વીશમાંથી કોઇ પણ એક પદ સ્થાનકના સંપૂર્ણ આરાધનથી તીર્થંકર નામ કર્મ જેવી ઉત્કૃષ્ટ પુન્ય પ્રકૃતિનો બંધ પડે છે. આત્મહિત વાંછકે આ સ્થાનકોમાંથી કોઇ પણ એક અથવા અધિકપદનું આરાધન અવશ્ય કરવા લાયક છે. નવપદોની રચના શાસ્ત્રકારોએ એવી અપૂર્વ રીતે કરેલી છે કે આ વીશે સ્થાનકોનો સમાવેશ નવેપદોની અંતર્ગત આવી જાય છે, અથવા બીજા શબ્દોમાં મુક્તિ માર્ગ આરાધનમાં ઉપગારી જૈન દર્શનમાં બતાવેલા સર્વ પદાર્થોનો સંક્ષેપ કરીને આ **નવેપદ**માં સંગ્રહ કરી લેવામાં આવ્યો છે. એ **નવેપદો**ના નામ અને તેના આરાધનની ટુંકી સમજણ નીચે પ્રમાણે છે.

**મોક્ષના ઉપાયભૂત સર્વ વસ્તુઓનો સંક્ષિપ્તમાં કરેલો સંગ્રહ.**

**૧ શ્રી અરિહંત પદ**—શ્રી જિનાગમના સાર ભૂત શ્રી પંચ પરમેષ્ટિ મહામંત્રમાં આ પદ મૂખ્ય છે. શ્રી અરિહંત ભગવંત વિચરતા હોય ત્યારે તેમની અને તેમના અભાવે તેમના સ્થાપના નિક્ષેપ જીનપ્રતિમાની શુદ્ધ આશયથી દ્રવ્ય અને ભાવથી ભક્તિ કરવાથી તેમજ શ્રી જીનાજ્ઞાનું પાલન કરવાથી, શ્રી જીનેંદ્રના કલ્યાણકના દીવસોએ વિશેષ પ્રકારે ભક્તિ કરવાથી શ્રી જીનબિંબો ભરાવી, તેમની અંજન શલાકા કરાવવાથી, શક્તિ પ્રમાણે ન્યાયોપાર્જિત ધનથી શ્રી જીન ચૈત્ય કરાવી તેમાં પ્રતિમા સ્થાપન કરી પ્રતિષ્ઠા કરાવવાથી પ્રાચીન જીન મંદિરોના જીર્ણો-

દ્ધાર કરાવવાથી, સાત પ્રકારની શુદ્ધિ પૂર્વક શ્રી જીનેશ્વરોની અષ્ટ પ્રકારી, એકવીસ પ્રકારી વિગેરે નિરંતર પૂજા કરવાથી વિવિધ રીતે આ પદનું આરાધન થઇ શકે છે.

૨ **શ્રી સિદ્ધપદ**—સકલ કર્મક્ષય કરી ચૌદમા ગુણ સ્થાનકના અંતે સાદિ અનંત ભાગે જેઓ લોકાન્તે સ્થિત રહેલા છે એવા સિદ્ધ પરમાત્માનું ચાર નિક્ષેપાદિથી સ્વરૂપ સમજી તેમના ગુણ સહિત તેમનું ધ્યાન કરવું, ગુણોની વિચારણા કરવી, તેમના ગુણોમાં રમણતા કરવી, તેમનો સ્થાપનાનિક્ષેપો જે જીનપ્રતિમા રૂપ છે, તેમની દ્રવ્ય ભાવપૂર્વક ભક્તિ કરવી, સિદ્ધ પદ પ્રાપ્તિના સ્થાનરૂપ તીર્થોની યાત્રા કરવી, સિદ્ધસ્વરૂપનું જ્ઞાન કરી તેમાં અડગ શ્રદ્ધા રાખવી અને સિદ્ધના લાયકના ગુણો પ્રગટ કરવાની તિવ્ર ભાવનાપૂર્વક હંમેશાં તે પદનું આરાધન કરવું, ઇત્યાદિ રીતે એ પદનું આરાધન થઇ શકે છે.

૩ **શ્રીઆચાર્યપદ**—આચાર્યના છત્રીસ ગુણોએ યુક્ત, પંચાચારનું પાલન કરનાર, અને અન્ય મુનિઓ પાસે પાલન કરાવનાર, શુદ્ધ જિનોક્ત દયામયી સત્ય ધર્મનો ઉપદેશ કરનાર, નિરંતર અપ્રમત્ત દશામાં વર્તવાના ખપી, ધર્મધ્યાનાદિ શુભ ધ્યાનના ધ્યાતા, ગચ્છના મુનિઓને ચાર પ્રકારની શિક્ષા આપનાર ઇત્યાદિ ગુણોએ યુક્ત એવા આચાર્ય મહારાજની દ્રવ્ય અને ભાવથી ભક્તિ કરવાથી આ પદનું આરાધન થઇ શકે છે.

૪ **શ્રી ઉપાધ્યાય પદ**—નિર્મળ જીનાગમના બોધ સહિત ચારિત્રપાલનમાં સદાય સાવધાન રહી, કેવળ ઉપકાર દ્રષ્ટિથી સાધુ સમુદાયને સૂત્રાર્થનું દાન આપનાર, પથ્થર જેવા

જડબુદ્ધિવાળા શિષ્યને પણ સુવિનીત બનાવવાની શક્તિ ધરાવનાર, તથા નિરંતર સજ્ઝાય ધ્યાનમાં વર્તનાર શ્રીઉપાધ્યાય મહારાજની ભક્તિ વિગેરે કરવાથી આ પદનું આરાધન થઈ શકે છે.

૫ શ્રી **સાધુપદ**—સમ્યક્‌જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ મોક્ષ માર્ગ, તેનું સાધન કરે તે સાધુ કહેવાય છે, મુનિ, ઋષિ, તપસી અણગાર, સર્વ વિરતિ, એ બધા સાધુ શબ્દના પર્યાયવાચક નામ છે. પંચમહાવ્રતોનું પાલન તથા છઠું રાત્રિભોજનનો ત્યાગ, એ મુનિના મહાવ્રતો છે. સાધુના સત્તાવીસ ગુણો તથા ચરણ સીત્તરી અને કરણ સિત્તરીના ગુણો પ્રાપ્ત કરવાને સદા ઉદ્યમ વાન છે, ફક્ત ચારિત્રારાધન માટે બેતાલીસ દોષ રહિત આહાર ગ્રહણ કરનાર છે, એવા જીનાજ્ઞાના પાલક સાધુ મહારાજની ભકિત કરવાથી, એ પદનું આરાધન થઈ શકે છે.

૬ શ્રી**દર્શનપદ**—સર્વજ્ઞ કથિત જીવાજીવાદિ નવ તત્વનું તથા શુદ્ધદેવગુરૂ અને ધર્મ એ ત્રણ તત્ત્વનું શ્રદ્ધાન તે સમ્યકત્વ અઢાર દૂષણથી રહીત વીતરાગ પરમાત્માને દેવ તરીકે, પંચ મહાવ્રતોને ધારણ કરનાર, કંચન કામિનીના ત્યાગી અને શ્રી જીનાજ્ઞાનું સાર સંજમ માર્ગમાં યથાશકિત વિર્ય ફેરવનારને ગુરૂ તરીકે, તથા શ્રી વીતરાગ કથીત દયામયી ધર્મને ધર્મ તરીકે માની. સમકીતના સડસઠ ભેદનું સ્વરૂપ સમજી, મિથ્યાત્વનો ત્યાગ કરી અંગીકાર કરે તથા તેનું શુદ્ધ રીતે પાલન કરવાથી આ પદનું આરાધન થઇ શકે છે. સમ્યકત્વ સહિતના વ્રત પચ્ચખાણ (નિયમ), તથા અનુષ્ઠાન આત્માને હિતકર્તા થાય છે મોક્ષપદ પ્રાપ્તિના બીજરૂપ આ પદ છે એટલું

જ નહિ પરંતુ સમ્યક્ત્વ પ્રાપ્ત કરનારનો સંસાર ભ્રમણકાલ મર્યાદિત થઇ વધારેમાં વધારે અપાર્ધ પુદ્ગલ પરાવર્તન કાલમાં તે નિયમા મોક્ષ પ્રાપ્ત કરે છે.

૭ **શ્રી જ્ઞાનપદ**—સર્વજ્ઞ પ્રણિત આગમમાં ભાખેલા તત્વોનો જે શુદ્ધ અવબોધ તે સમ્યક્જ્ઞાન કહેવાય છે, એ જ્ઞાનની પ્રાપ્તિના માટે ભવ્ય જનોએ જ્ઞાનાચારના પાલનપૂર્વક નિરતી ચારપણે જ્ઞાન ભણવું, ભણાવવું, સાંભળવું, જ્ઞાન લખાવવું, જ્ઞાનની પૂજા કરવીં, જેથી જ્ઞાના વરણીયકર્મ નાશ પામે જ્ઞાન અને જ્ઞાનીની ભક્તિ કરવાથી એ પદનું આરાધન થઈ શકે છે.

૮ **શ્રી ચારિત્રપદ**—સમ્યક્જ્ઞાનના ફળ રૂપે ચારિત્ર છે. સંસાર રૂપી ભયંકર સમુદ્રને નિર્વિઘ્ને તરી જવાને ચારિત્ર એ પ્રવહણ સમાન છે, જેના પ્રભાવથી રંક જીવો પણ દ્વાદશાંગીરૂપ શ્રુત ભણીને સમૃદ્ધીવાન બને છે. પાપી જીવોને પણ નિષ્પાપ થવાને પ્રબળ સાધનભૂત છે. છ ખંડ રીદ્ધીના ભોકતા ચક્રવર્તિઓ વડે પણ જે અંગીકાર કરાયેલ છે, તેવા આઠ કર્મને નિર્મૂળ કરવાને સમર્થ ચારિત્રપદની આરાધના તેના શુદ્ધ આસેવનથી થઇ શકે છે, દેશવિરતિ ચારિત્રની આરાધના ગૃહસ્થથી થઈ શકે છે અને સર્વ વિરતિ ચારિત્રની આરાધના યતિઓ કરે છે. બાર માસના ચારિત્રના પર્યાયવાળા સાધુ અનુતર વિમાન વાસી દેવોના સુખથી પણ અધીક સુખ વેદી શકે છે.

૯ **શ્રીતપપદ**—અનાદિ સિદ્ધ દુષ્ટ કર્મો જે આત્મપ્રદેશની સાથે લાગેલાં છે, તે કર્મ પુદ્ગલોને તપાવી આત્મપ્રદેશથી છુટા પાડવાનું કાર્ય તપ કરે છે. તેને નિર્જરા તત્વ પણ કહે છે તપના બાહ્ય અને અભ્યંતર એવા બે ભેદ છે. તે પ્રત્યેકના

છ છ પેટાભેદ છે. અનશન, ઉનોદરી, વૃત્તિસંક્ષેપ રસત્યાગ, કાય ક્લેશ અને સંલીનતા, એ છ પ્રકારથી બાહ્ય તપ થાય છે. પ્રાયશ્ચિત, વિનય, વૈયાવચ્ચ, સ્વાધ્યાય, ધ્યાન અને કાયોત્સર્ગ, એ છ પ્રકારના અભ્યંતર તપ છે. જે તપ કરવાથી દુર્ધ્યાન ન થાય, મન વચનને કાયયોગની હાનિ ન થાય તથા ઇંદ્રિયો ક્ષીણ ન થાય, એવી રીતે તપ કરવાનો છે. તેમજ આ લોકના સુખ સંપતિ, અને કીર્તિની ઇચ્છા રહીત, નવ પ્રકારના નિયાણા રહિત અને સમતાપૂર્વક કરવાથીજ આત્માને લાભ થાય છે.

**પ્રકૃષ્ટ પુણ્યબંધની પ્રાપ્તિ.**

આ **નવપદનું** વિસ્તારથી સ્વરૂપ સમજવા જેવું છે તે વિષયના અન્ય ગ્રંથોથી ગુરૂગમપૂર્વક સમજી લેવાને ખપ કરવો. આ પદોનું મહત્વ એવા પ્રકારનું છે કે તેનું યથાર્થ વિધિ પૂર્વક આરાધન કરનાર ઉત્કૃષ્ટ નવમે ભવે અવશ્ય સિદ્ધિપદને પામે છે. વચ્ચે પણ દેવ અને મનુષ્યના ઉત્તમ સામગ્રીઓએ યુકત ભવો પામે છે. અને જગતમાં ઉત્તમ પ્રકારનો યશ અને કીર્તિને પામે છે. એ **નવપદ**માં દેવગુરૂ અને ધર્મ એ ત્રણ તત્વોનો સમાવેશ થયેલો છે અરિહંત અને સિદ્ધ એ દેવતત્વ છે. આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ, ગુરૂ તરીકે છે અને દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપથી ધર્મનું ગ્રહણ થયેલું છે એ ત્રણ તત્વોની પરીક્ષા પૂર્વક જે સદ્દહણા જાગે છે તેજ જૈન ધર્મરૂપી વિશાલ વૃક્ષનું મૂળ છે, જૈન સિદ્ધાંતની માન્યતાવાળા દેવ, ગુરૂ અને ધર્મનું સ્વરૂપ વિચારતા તે દર્શનની સત્યતાનું આબેહુબ ભાન થાય છે અને તેના કથન કરનારાઓ ઉપર પૂર્ણ વિશ્વાસ બેસે છે તેમ છતાં આજકાલ સુધારાના વાતા

વરણુમાં અને જમાનાના પ્રવાહમાં તણાઇને તે સર્વજ્ઞ કથિત પરમતત્વોજ ઉપર મનસ્વી કલ્પનાઓ કરીને ઘણાઓ પોતાના અમુલ્ય સમ્યકત્વને મલીન કરે છે અને અન્યોને કરાવે છે તેનું મુખ્ય કારણ તો એ સમજાય છે કે પૂર્વભવોમાં વિરાધક ભાવને પામેલા જીવોજ પ્રાય: આ કાળમાં જન્મ લે છે તેથી કર્મની બહુલતાથી સત્યમાર્ગ ઉપર શ્રદ્ધા બેસી શકતી નથી અને ધર્મ આચરી શકતા નથી વીર ભગવંતના હસ્ત દીક્ષિત શિષ્ય

**ઉત્તમોત્તમ આરાધના પ્રત્યે રૂચિ નહિ થવાનું કારણ.**

શ્રી ધર્મદાસ ગણી ઉપદેશમાળા પ્રકરણના અંતિમ ભાગમાં જણાવે છે કે જેઓ ભારે કર્મી છે–ઘણા ચીકણા કર્મથી લેવાચેલ છે તેઓને તત્વનો વારંવાર ઉપદેશ કર્યો હોય તો પણ તે તેના હ્રદયને અસર કરી શકતો નથી. સદ્‌ભાવથી ધર્મને જાણે તો પણ તે ભારે કર્મી હોવાથી, ધર્મને વિષે પ્રમાદી થાય છે. તત્વજ્ઞાનનો વિષય સાંભળીને ધર્મ કરવાને જે ઉદ્યમ કરતા નથી તથા પાંચે ઇંદ્રિયોના વિષયોના ત્યાગરૂપ વૈરાગ્ય જેને ઉત્પન્ન થતો નથી, તે જીવ અનંત સંસારી છે એમ જાણવું. હિતકારી ઉત્તમ વૈદ્ય અસાધ્ય રોગવાળા દર્દીને ઉત્તમ દવા આપે, તોપણ તે દવા તેને ગુણકારી થતી નથી, વખતે રોગને વધારનાર થાય છે. તેજ પ્રમાણે શ્રીજીનેશ્વર રૂપી વૈદ્ય જ્ઞાનાવરણાદિક કર્મરોગને. નાશ કરવાને, સિદ્ધાંત રૂપી ઔષધ પાય છે, તોપણ તેના અસાધ્ય એવા કર્મરૂપી રોગ વૃદ્ધિ પામે છે બળેલી લાખ કાંઇ કામની નથી, ભાગી ગયેલો શંખ ફરી સંધાતો નથી, તેમજ તાંબાથી મિશ્રીત થયેલું લોઢું સાંધી શકાતું નથી, તેવીજ રીતે અસાધ્ય

કર્મથી વીંટાયેલ ભારે કર્મી જીવને ધર્મમાં જોડી શકાતો નથી ! ! !

શાસ્ત્રોકત અનુષ્ઠાનોમાં કયા જીવોને જોડી શકાય છે તેનું વર્ણન પણ એજ ગ્રંથમાં ધર્મદાસ ગણીજીએ આપેલું છે તેઓ જણાવે છે કે 'આ ચાર ગતી રૂપ સંસાર, કારાગૃહની જેવો જેમને આકરો લાગે છે; તેમાંથી છુટવાને જેઓ હંમેશાં પ્રયત્ન વાન હોય છે, તે જીવોજ સંસારથી ઉદ્વિગ્ન રહીને પાંચ ઈંદ્રિયોના શબ્દાદિક વિષયમાં આસક્ત થતા નથી, તેમજ તપ સંયમાદિક સર્વત્ર શાસ્ત્રોકત અનુષ્ઠાનમાં પોતાની સર્વશકિત વડે ઉદ્યમ કરે છે. અને અલ્પકાળમાંજ તેઓની સંસારમાંથી મુકિત થવાની હોય છે, ભગવંત મહાવીર દેવ જેવા સમર્થ કેવળજ્ઞાની આખા જગતના જીવોના ઉદ્ધારના માટે મહાન પ્રયત્ન કરે છે અને ઉપદેશ આપે છે. ત્યારે પણ તે ઉપદેશની અસર ફકત લઘુકર્મી જીવોનેજ થયેલી છે. શ્રીગૌતમ ગણુધરાદિક અનેક મહાપુરૂષો, ચંદન બાળાદિ સાધ્વીઓ, ધન્ના અણુગાર ધન્યકુમાર, આનંદાદિક શ્રાવકો, અને સુલસાદિક શ્રાવિકાઓ અનુક્રમે મુકિતપદ, એકાવતારીપણું અને આસન્ન સિદ્ધિપણું પામેલા છે, ત્યારે ભગવંતના જમાઇ જમાળી, ભગવંતથી ઉપદેશ પામી, ચારિત્ર લઈ પાછળથી ભગવંતના માર્ગથી ભ્રષ્ટ થયા, અને હજુ ઘણોકાળ સંસારમાં પરિભ્રમણ કરશે. તેજ પ્રમાણે ગોશાળો પ્રભુના સહવાસમાં આવ્યો, અને તેમના આલંબનથી તેજો લેશ્યા પ્રાપ્ત કરી, પણ અજ્ઞાન અને મોહને વશ પડી અહંકારમાં આવી મિથ્યાત્વ

**વિશુદ્ધ આરાધનાના અધિકારી**

માર્ગની પુષ્ટિ કરી; એટલુંજ નહિ પણ એજ તેજો લેશ્યા, ભગવંતના ઉપર મૂકી તેમનો વિનાશ કરવાને ઉદ્યમ કર્યો, એજ કર્મની બહુલતા સૂચવનાર છે. !!!

પ્રથમ દેવ તત્ત્વ માટે વિચાર કરતા માલુમ પડે છે કે અત્યારના કાળમાં કેટલાક લોકો તીર્થંકર દેવોના સામાન્ય કોટિના મનુષ્યોની સાથે મુકાબલો કરી મિથ્યા મોહથી જે ઉદ્ધત વિચારો બહાર પાડવાની ધૃષ્ટતા કરે છે, તેવા પ્રસંગે તેઓને જૈન શાસ્ત્ર મર્યાદાના બોધનો કેવો અભાવ છે તે સ્પષ્ટ જણાઈ આવે છે. સામાન્ય કેવળી અને તીર્થંકરની આત્મ ઋદ્ધિ જોકે સરખી હોય

**દેવ તત્વ સંબંધી સમજણ અને તીર્થંકરોની અસમાનતા**

છે, તો પણ તીર્થંકર નામ કર્મના ઉદયના લીધે તેમની બાહ્ય ઋદ્ધિ વિશેષ હોય છે. જે અતિશયો તીર્થંકરોને હોય છે, તેવા અતિશયો સામાન્ય કેવળીને હોતા નથી. આ કાળમાં તો તીર્થંકર અને સામાન્ય કેવળીનો અભાવ છે, તેમજ મનઃ પર્યવ જ્ઞાનનો પણ અભાવ છે, અવધિ જ્ઞાનનો જોકે અભાવ નથી, છતા અવધિ જ્ઞાનીઓ થયેલા હોય એમ જાણવામાં નથી. ફકત મતિ અને શ્રત એ બે જ્ઞાનજ વિદ્યમાન છે. તેમાં પણ ચૌદ પૂર્વધર સંપૂર્ણ શ્રુત જ્ઞાનીઓનો અભાવ છે. જાતિ સ્મરણ જ્ઞાન એ મતિ જ્ઞાનનો ભેદ છે, છતાં જાતિ સ્મરણ જ્ઞાન પણ આ દુઃષમ કાળમાં કવચિત કોઈને થતું હોય તો તેનો નિષેધ નથી. જાતિ સ્મરણ જ્ઞાનવાળો પોતાના પૂર્વના કેટલાક ભવ જાણી શકે છે. સામાન્ય મનુષ્ય કરતાં મતિ જ્ઞાનાવરણી કર્મના ક્ષયોપશમથી કોઈની મતિ વિશેષ હોય છે, તેઓ અવધાન એટલે ઘણા મનુષ્યોએ

એકી સાથે પૂછેલા પ્રશ્નોના જવાબ, એકી સાથે આપવાની શક્તિ ધરાવતા હોય છે. એવા અવધાનવાળા, એકદમ સો, અથવા તેથી પણ વિશેષ અવધાન કરે છે, તેવે પ્રસંગે સામાન્ય મતિવાળા માણસો મુંઝાઇ જાય છે; અથવા કેટલાક વિશિષ્ટ ગુણોને લઇને જેમકે સમતા હોય, વ્યવહારથી સત્ય બોલતા હોય, માનસિક બળ વિશેષ હોવાના લીધે દુ:ખ સહન કરવાની શકિત હોય, આવા સામાન્ય ગુણો જોઇને તે ગુણો ધારણ કરનાર વ્યક્તિને, એકદમ તીર્થંકરના મુકાબલે તેમની કોટિમાં મૂકી દેવાની ઉદ્ધતાઇ કરતા જણાય છે. તે પ્રસંગે તેઓએ વિચાર કરવો જોઇએ કે, તીર્થંકરોના જે ચોત્રીસ અતિશયો છે તેમાંનો એક પણ અતિશય તેમને હોતો નથી, તીર્થંકર તો માતાના ગર્ભમાં ઉત્પન્ન થાય, ત્યારથી અવધિ જ્ઞાની હોય છે; એટલે જન્મથીજ ત્રણ જ્ઞાન સહિત હોય છે; તેનો એક અંશ પણ સામાન્ય મનુષ્યોમાં હોવાનો સંભવ નથી, વિશેષ તો શું? પણ તેમનામાં ભાવથી સમ્યકત્વ છે કે નહિ, તેની પણ ખાત્રી હોતી નથી. વ્યવહાર સમકીતનું પણ જેમનામાં ઠેકાણું હોતું નથી, તેવા પ્રાણીઓના અજ્ઞાન કષ્ટ કે કેટલાક વિશિષ્ટ ગુણોથી મોહીત થઇ, તેમની તૂલના તીર્થંકરની જોડે કરી, બીચારા ભોળા જીવોને ભરમાવવાનો પ્રયત્ન કેટલાક તરફથી કરવામાં આવે છે, તેવા પ્રસંગે બુદ્ધિવાનોએ જરા વિવેક વાપરવાની જરૂર છે. અભવિ જીવ જેઓ મિથ્યાત્વી હોય છે, તેઓ પણ અજ્ઞાન કષ્ટ કરે છે, અને વ્યવહારથી જૈન ચારિત્રાચાર પાલન કરે છે; તો તેમને પણ કેટલીક લબ્ધિઓ ઉત્પન્ન થાય છે, અને ફક્ત નિર્મળ ચારિત્ર પાલનના લીધે દેવગતિના ભાજન થાય છે. પરંતુ તેઓ કદી પણ સંસા-

રનો અંત કરી મોક્ષના અધિકારી થવાના નથી, તેઓના લબ્ધિના ગુણના લીધે, કદી કોઈ તેમને ગમે તેવી ઉપમા આપે, તો શાસ્ત્ર મર્યાદાનો લોપ થવાથી તેઓ પોતાના આત્માનો ઉદ્ધાર કરી શકવાના નથી. જેઓનામાં સામાન્ય જૈન દર્શન હોય, અથવા જેઓનામાં સામાન્ય જૈન દર્શન પણ નથી, તેવાઓને તીર્થંકરની કક્ષામાં મુકતા પહેલાં વિચાર કરવાની જરૂર છે.

પંદર ભેદે સિદ્ધમાં અન્ય લિંગે સિધ્ધનો એક ભેદ છે.

**અન્યલિંગ સિદ્ધનું સમાધાન**

અન્ય લિંગવાલાને શાસ્ત્રકારો એ કેવલ જ્ઞાનનો નિષેધ કરેલો નથી અન્ય લિંગી અન્ય લિંગમાં વર્તતા હોય, તોપણ ભાવથી જો તેઓ ભાવયતિની કોટિમાં આવી, ગુણ સ્થાનની હદ ચઢે, તો કર્મોને ખપાવીને કેવળ જ્ઞાન પ્રાપ્ત કરવાના અધિકારી બને છે. તેઓને જ્યારે કેવળ જ્ઞાન થાય છે, ત્યારે અન્ય લિંગનો ત્યાગ કરી, જૈન લિંગનેજ પોતાના આયુષ્ય સુધી ધારણ કરે છે. વર્તમાનમાં અન્ય લિંગવાળાના સામાન્ય ગુણ જોઈને, આવા પ્રકારનો જે બચાવ કરવામાં આવે છે તે પણ ન્યાય યુક્ત નથી, કેમકે આ કાળમાં તો કેવળજ્ઞાનનોજ અભાવ છે, તો પછી અન્ય લિંગ સિદ્ધના પ્રશ્નને અવકાશજ નથી.

હવે અરિહંત અને સિદ્ધ ભગવાનના સ્થાપના નિક્ષેપાની પ્રતિમાની ભક્તિ પણ પરમ કલ્યાણનું કારણ છે તે વિષય ઉપર અશ્રદ્ધા ઉત્પન્ન કરનારકુયુક્તિઓની અસર પણ જનસમુદાય ઉપર વધવા લાગી છે. સેંકડો વિધિવાદના ગ્રંથોમાં શ્રાવકો માટે ત્રિકાલ શ્રીજીનપૂજાનું વિધાન છે. જૈન એટલે શ્રીજીનેદ્રદેવનો

પરમભકત, એ શ્રીજીનની પૂજા ન કરે એ બનેજ કેમ ? ગૃહસ્થો દ્રવ્યપૂજાના અધિકારી છે. ન્યાયસંપન્ન દ્રવ્ય આદિ સાત પ્રકારની શુદ્ધિ સહિત ઉત્તમ ભાવથી અને કોઇ પણ પ્રકારની આકાંક્ષા સિવાય કરેલી ભકિત કર્મ નિર્જરાનું, તથા સમ્યકત્વની પ્રાપ્તિનું શુદ્ધ નિમિત્ત કારણ છે અને પ્રાપ્ત થયેલ સમ્યકત્વ. વિશેષ નિર્મળ બને છે. એટલુંજ નહિ પણ તેથી પુણ્યાનું બંધી

**સ્થાપના નિક્ષેપાની ભકિતની અનિવાર્ય આવશ્યકતા**

પુન્યનો લાભ પ્રાપ્ત થાય છે, જેના યોગે જીવ ઉત્તરોત્તર ઉચ્ચ કોટિમાં ચઢતો જાય છે. ઈંદ્રાદિક દેવો, જેમની પુદગલિક ઋદ્ધિ અને બાહ્ય સંપત્તિ અપરિમિત છે, તેઓ પણ આત્મકલ્યાણને માટે તીર્થંકરોની ભકિતની આવશ્યકતા માને છે, અને તે પ્રમાણે તે વર્તે છે તો પછી આપણે મનુષ્યોએ તો તેમનું અનુકરણ શંકારહિત કરવું જોઇએ, અને તેમના સ્થાપના નિક્ષેપાની ભકિતથી જેટલું આત્મહિત સાધી શકાય તેટલું સાધી લેવું જોઇએ.

દેવ તત્વ સંબંધી કાંઇક વિચાર કરી ગયા. હવે આપણી

**ગુરૂ તત્ત્વ માટે કરાતી શંકાઓ અને તેનું સમાધાન.**

પરમ ઉપગારી પૂજનીક ગુરૂસંસ્થા માટે જે અઘટિત વિચારો ફેલાઇ રહ્યા છે તે સંબધી કાંઇક વિચાર કરીએ. પૂર્વે અનંતા તીર્થંકરો થઇ ગયા તે સર્વનો એજ ઉપદેશ છે કે, જીવને મુક્તિ માર્ગ સાધનમાં સાધુ ધર્મ—સર્વવિરતિનું આરાધનજ મુખ્ય કારણ છે. પવિત્ર એવા સંઘમાં સાધુપદ મુખ્ય છે. વિરતિના બે ભેદ છે. સર્વ વિરતિ અને દેશવિરતિ. સર્વ વિરતીનું આરાધન

સાધુ ધર્મ અંગીકાર કરનારજ કરી શકે, સાધુ ધર્મ અંગીકાર કરવા પોતે અશક્ત હોય તો દેશવિરતિરૂપ ગૃહસ્થ ધર્મ અંગીકાર કરી, એ માર્ગનું આરાધન કરવું. પરંતુ સંપૂર્ણ ત્યાગ સર્વ વિરતિ–સાધુ ધર્મના અંગીકાર પણામાંજ રહેલો છે. સર્વ વિરતિ ધર્મનો અંગીકાર કર્યા સિવાય સર્વ ત્યાગ ઘટતો નથી, તેમજ તેનું પાલણ થઇ શકતું નથી. અને તેજ કારણથી અનંતાકાળથી અનંતા તીર્થંકરોએ તેને મુખ્યતા આપી તેનું પોષણ કરેલું છે. આવા ત્યાગવાળા સાધુમુનિઓજ શાસનના રક્ષક અને અગ્રપદે છે. તેજ વંદનીય અને પૂજનીય છે. પંચ પરમેષ્ઠિમાં તેમનીજ ગણના થયેલી છે અને ઇંદ્રાદિક દેવો, તથા ચક્રવર્તિ અને રાજાઓને પણ વંદનીય છે. નિર્ગ્રંથ, સ્નાતક; પુલાક, બકુસ અને કુશીલ એ પાંચ પ્રકારના ચારિત્ર શાસ્ત્રોમાં વર્ણવ્યા છે. પ્રથમના ત્રણ પ્રકારના સાધુઓનો આ કાળમાં વિચ્છેદ છે. છેલ્લાં બે બકુસ અને કુશીલ સાધુઓ તીર્થ પર્યંત રહેશે. બકુસ અને કુશીળો તીર્થ છે અને તેઓમાં દોષોનો લવ (અંશ) અવશ્ય સંભવે છે. તેથી જો તેમના વડે ( દોષના લીધે ) તે વર્જનીય હોય, તો અવર્જનિય કોઇ રહેશે નહિ. આ રીતે પરમાર્થને સમજેલા મધ્યસ્થ જનો ગુરૂઓ ઉપર અનાદર કરતાં નથી, કેમકે સર્વ ગુણોનો યોગ પોતામાં પણ તેઓ દેખતા નથી, એવા ગુરૂને હિલનાર, નિંદનાર તથા તેની સંભાળ નહિ લેનારને, સૂત્રમાં મહામોહનો બાંધનાર કહ્યો છે, દેશ અને કાળને અનુસારે સંયમ પાળવાનો ખપ કરનાર મુનિઓ આપણા માટે પરમ ઉપાસ્ય અને આરાધ્ય છે. અત્રે એક બીજી વાત પણ સમજી લેવા જેવી છે કે મિથ્યા દર્શનવાળાના સાધુઓના અજ્ઞાન કષ્ટ અને કેટલાક વિશેષ ગુણોને

લઇને, તથા ચમત્કારાદિક જોઈને. બુદ્ધિવાનોએ મુંઝાઈ ન જતાં, પોતાના સમ્યકત્વ રત્નને મલીન કરવાનો પ્રસંગ લાવવા દેવો જોઇએ નહિ. એવા પ્રસંગે પુરતી સાવચેતી રાખી વિવેકથી વર્તવાની જરૂર છે કારણ કે સમ્યગ્દર્શન વિનાનો ત્યાગ સંસાર વૃદ્ધ કરનાર છે કિંતુ મોક્ષ સાધક નથી.

**ધર્મ તત્ત્વમાં દર્શન પદની સમજ.**

સિદ્ધચક્રના છેલ્લાં ચાર પદ ધર્મને સૂચવનારા છે. તેનો પણ શાસ્ત્ર દૃષ્ટિએ કાંઇક વિચાર કરવાની જરૂર છે. પ્રથમ દર્શન એટલે સમ્યકત્વ, તે આત્મગુણ છે, તે બહારથી જણાઈ આવે નહિ અથવા તે પ્રાપ્ત કરનારને માલમ પડે નહિ, પણ મેળવનાર પ્રાણીના વિચાર તથા આચારમાં સ્વાભાવિક પરિવર્તન થાય છે, તેને સદ્ગુણોની પ્રાપ્તિમાં પ્રેરે છે. અને મદદગાર થાય છે. તેના બાહ્ય આચાર તથા વિચારથી જ્ઞાનીઓ તેનામાં સમકિત ગુણ છે એવું અનુમાન કરી શકે છે. તેવું અનુમાન કરવાના સડસઠ (૬૭) કારણો છે.સમકિત પ્રાપ્ત કર્યા પહેલાં જો આગામી ભવના આયુષ્યનો બંધ પડયો ન હોય અથવા સમકિતથી પતિત થયો ન હોય તે જીવ નિયમાવૈમાનિક દેવગતિનોજ બંધ કરે છે. સમકિત એ મોક્ષ રૂપ ફળ પ્રાપ્ત કરવાનું બીજ છે—મૂળભૂત તત્ત્વ છે. અનંતાનુંબધી કષાયની ચોકડી અને દર્શન મોહનીય કર્મની ત્રણ પ્રકૃતિના ઉપશમથી અથવા ક્ષય થવાથી અનુક્રમે ઉપશમ, ક્ષયોપશમ, અને ક્ષાયિક સમકિતની પ્રાપ્તિ થાય છે. ઉપસમ સમકિત ભવચક્રમાં વધારેમાં વધારે પાંચવાર પ્રાપ્ત થાય છે. તે એકવાર અનાદિ મિથ્યાત્વી પામે છે. અને ચારવાર ઉપશમ શ્રેણિમાંડતાં પ્રાપ્ત થાય છે. ક્ષયોપશમ સમકિત અસંખ્યા-

તીવાર આવે છે ને જાય છે, ક્ષાયિક સમકિત એકજવાર પ્રાપ્ત થાય છે, તે પ્રાપ્ત થયા પછી જતુંજ નથી. એક વખત પણ જો સમ્યકત્વ ગુણ પ્રાપ્ત થઈ જાય, અને પાછો કદાચ તેનાથી પતિત થઇ જાય, તો પણ તેનો પરિણામે લાભ જતો નથી.આ આત્મિક શુદ્ધિનું મહત્વ એવું છે કે, તે સંસારમાં ભમતા જીવના અધ્યવસાયમાં પરિવર્તન કરે છે. સમકિત પ્રાપ્ત કર્યા પછી તેમાં જીવ ટકી રહે છે તો તે ઉત્તરોત્તર ઉચ્ચકોટિમાં વધતો જાય છે, અને તે ભવમાં અથવા થોડા ભવમાં મોક્ષ પ્રાપ્ત કરે છે. જો તેમાંથી તે પતિત થાય, અને મલીનતાનું જોર વધારે હોય છે, તો તે ભવ ભ્રમણ કરી ઉત્કૃષ્ટ પણ અપાર્ધ પુદ્ગળ પરાવર્તન કાળમાં તો નિયમા સિદ્ધિ પ્રાપ્ત કરે છે.

**હેયોપાદેયમાં યથાર્થ પ્રવૃત્તિ કરાવનાર જ્ઞાન છે બાકી જ્ઞાનાભાસ છે.**

જ્ઞાનના મુખ્ય પાંચ ભેદ છે અને તેના ઉત્તર ભેદ એકાવન છે તેનું વિસ્તારથી સ્વરૂપ કર્મગ્રંથાદિથી સારી રીતે સમજવાની જરૂર છે. અહીં તો આપણે જ્ઞાન અને અજ્ઞાન વચ્ચેના તફાવત સંબંધીજ વિચાર કરીશું. સમ્યકત્વવાનજીવનો બોધ જ્ઞાનની અને સમ્યકત્વ રહિત મિથ્યાત્વી જીવનો બોધ અજ્ઞાનની કોટિમાં આવે છે. અજ્ઞાની જીવ મોહમાં મુંઝાઇ જાય છે ત્યારે જ્ઞાની સમભાવમાં રહે છે. અજ્ઞાની અયથાર્થ ઉપયોગમાં વિષ્ટામાં શૂકરની જેમ મગ્ન થાય છે, અને જ્ઞાની માન સરોવરમાં હંસની જેમ યથાર્થ ઉપયોગવાળા તત્ત્વબોધમાં મગ્ન થાય છે. જે જ્ઞાન વડે આત્મા અનાદિકાળથી નહિ પામેલા આત્મ સુખનો અનુભવ કરે, તેજ ઉત્કૃષ્ટ જ્ઞાન છે. બાકી આત્મજ્ઞાનથી વ્યતિરિક્ત

બીજા વાણીના વિસ્તારવાળા અને કળા કૌશલ્યને બતાવનારા સંવેદન જ્ઞાન વડે કાંઈ આત્મ સુખનો નિશ્ચય થતો નથી. કેમકે થોડું પણ અમૃત સદ્રશ આત્મજ્ઞાનજ અનાદિ કર્મ રોગનો નાશ કરનારૂં છે, પરના પરાજય અને પોતાના જય માટે વાદ અને પ્રતિવાદ કરવાથી વસ્તુ ધર્મ રૂપ–તત્ત્વના અંતને પામી શકાતું નથી. જેમ ઘાણીમાં નાંખેલો બળદ ગમે તેટલું ફરે તો પણ કોઈ બીજા સ્થાનને પહોંચતો નથી, તેમ તત્વ જ્ઞાનને નહિ ઈચ્છનારો મનુષ્ય અનેક શાસ્ત્રોમાં શ્રમ કર્યા છતાં પણ તત્ત્વના અનુભવનો સ્પર્શ માત્ર પણ કરતો નથી. સમ્યક્રત્ન ત્રયીના ઉપાદેય લક્ષણવાળું પરમજ્ઞાન તે શુદ્ધ જ્ઞાન છે. સમુદ્રવિના ઉત્પન્ન થયેલ અમૃત રૂપ ઔષધ વિના ઉત્પન્ન થયેલ જરા મરણને નાશ કરનાર રસાયણરૂપ અને સૈન્યાદિક અન્ય કોઈ પણ વસ્તુની અપેક્ષા રહિત શક્ર, ચક્રીપણાના ઐશ્વર્યરૂપ એવું જ્ઞાન છે. એવું તત્ત્વજ્ઞાન એજ મનુષ્યને તારનાર અને પરંપરાએ મોક્ષના કારણરૂપ છે. માટે ભવ્ય પ્રાણીઓએ એ જ્ઞાનનો સમ્યગ્ પ્રકારે આદર કરવો જોઇએ. જ્ઞાનાનંદ એ પુદ્ગલિક આનંદ કરતાં અનંત ઘણો શ્રેષ્ટ આનંદ છે. પુદ્ગલિક આનંદ કર્મ બંધના હેતુરૂપ છે, ત્યારે જ્ઞાનાનંદ કર્મ નિર્જરાના હેતુરૂપ છે.

**ગૃહસ્થાશ્રમ ત્યાગ લક્ષણ ચારિત્રજ મોક્ષ પ્રાપ્તિનો ઉપાય.**

ત્રીજો ચારિત્ર ધર્મ એ મોક્ષ પ્રાપ્તિનું મુખ્ય કારણ છે. તેના સત્તર ભેદ યાને સીત્તેર ભેદ ખાસ સમજવા લાયક છે. તે ગુરૂગમથી સમજવા પ્રયત્ન કરવો. અહીંયાં તો આત્મકલ્યાણ માટે ચારિત્ર કેટલું અનિવાર્યછે તેટલોજ વિચાર કરીશું. અષ્ટ કર્મનો ક્ષય કરવાને ચારિત્ર ધર્મનું અંગીકાર કરવું અને તેનું શુદ્ધ રીતે

પાલન કરવું એને શાસ્ત્રકારોએ ઉત્તમોત્તમ રાજમાર્ગ કહ્યો છે.મોક્ષાભિલાષી જીવોને માટે તો તે પુષ્ટાલંબન છે.ગૃહસ્થપણામાં રહીને કેવળ જ્ઞાન પ્રાપ્ત કરનાર મુમુક્ષુઓ અલ્પ છે. જ્યારે સર્વ વિરતિ ગ્રહી કેવળ જ્ઞાન પ્રાપ્ત કરનાર અનંતા છે. અનંતા તીર્થંકરો થઈ ગયાં. તે સર્વેએ પોતાની અખુટ રાજ્ય રીદ્ધી, અને ચક્રવર્ત્યાદિ રીદ્ધીનો ત્યાગ કરી દીક્ષા અંગીકાર કરી હતી. વર્તમાનમાં વિચરતા તીર્થંકરોએ દીક્ષા અંગીકાર કરી છે, અને ભવિષ્યમાં જે તીર્થંકરો થશે તે તમામ દીક્ષા અંગીકાર કરશે, એમ જ્ઞાનીઓનું કથન છે. આત્મ કલ્યાણના માટે, સર્વ સાવદ્ય ત્યાગની, અને પંચ મહાવ્રત અંગીકાર કરી તેના અવિચ્છિન્ન પાલનની જરૂર છે. અને તેજ ઉત્સર્ગ, ઉત્તમ મુખ્ય માર્ગ છે. આ ઉપરથી ગૃહસ્થધર્મની અંદર રહી મોક્ષ પ્રાપ્તિ કરી શકાય છે, અને ચારિત્ર ધર્મ અંગીકારની જરૂર નથી, એવી જેમની માન્યતા છે, તે માન્યતા વાસ્તવિક નથી. ગૃહસ્થાવાસમાં રહી અમો જીવન મુક્ત દશાનો અનુભવ કરીએ છીએ. એવી મિથ્યા, દાંભિક, હસવાની સાથે લોટ ફાકવા જેવી આચરણા સર્વજ્ઞ શાસ્ત્રોએ માન્ય રાખી નથી. શુદ્ધ મુક્ત દશા પ્રાપ્ત કરવાનો એ માર્ગજ નથી. અનંતા તિર્થંકરોએ એ માર્ગ પસંદ કર્યો નથી. મોક્ષાભિલાષી મહાત્માઓ અને સંસાર સમુદ્રને તરી જવાની ઇચ્છાવાલાઓને તો શુધ્ધ સંયમ ( ત્યાગ ધર્મ ) અને ઉત્કૃષ્ટ તપજ આદરણીય છે. અને તેજ માર્ગ પસંદ કરવા લાયક છે. તીર્થંકરોને પણ મનઃપર્યવ જ્ઞાન દિક્ષા લીધા પહેલા ઉત્પન્ન થતું નથી આ ઉપરથી એજ નિકર્ષ નિકળે છે કે, ‘સંસારની અંદર રહીને આત્મહીતની ઉત્કૃષ્ટ સાધના થઇ શકે છે અને પરમાત્મ

પદ મેળવી શકાય છે ' એવી માન્યતાવાળા દર્શનને કેવળજ્ઞા-
નીઓથી પ્રકાશીત થએલું જૈન દર્શન માન્ય કરતું નથી. આ
માન્યતાની ભિન્નતામાંજ જૈન દર્શનની શ્રેષ્ટતા છે.

**તપ ધર્મની વાસ્તવિક આરાધના શી રીતે થઇ શકે?**

હવે છેલ્લા અને અગત્યના તપ ધર્મના પ્રસંગમાં થોડો
વિચાર કરી લઇએ. જેનાથી શરીર તપે તે
તપ કહેવાય છે રસ, રૂધિર, માંસ, મેદ,
અસ્થિ, મજ્જા, અને શુક્ર, તેમજ અશુભ
કર્મો તેનાથી તાપ પામે છે. તેથી તેને તપ
કહે છે. તે તપ નિર્દોષ કરવું. એટલે આ
લોક અને પરલોકના સુખની ઇચ્છા અને નિયાણા રહીત કરવું,
જે માણસ શુદ્ધ ચારિત્રનું પાલન કરીને ભોગાદિક પ્રાપ્ત કરવાનું
નિદાન કરે છે, તે ફલ આપવામાં દક્ષ એવા કલ્પવૃક્ષને વધારીને
પછી ભસ્મ સાત્ કરે છે. વળી તે તપ ચિત્તના ઉલ્લાસ પૂર્વક
કરવું. પણ રાજાની વેઠની પેઠે અણગમાથી કરવું નહિ. તેમજ શક્તિનો
વિચાર કરીને કરવું. જે તપ કરવાથી મનદુષ્ટ (માઠા વિચાર ક-
રનારૂં) ન થાય, ઇંદ્રિયોની હાનિ ન થાય, અને યોગ પણ ન
હણાય તેવું તપ કરવું. વળી પરાધીન બુદ્ધિથી, દીનપણે, અન્ના-
દિકની પ્રાપ્તિના અભાવે, આહાર ત્યાગરૂપ અજ્ઞાન તપ કરે તો
તે આશ્રવનું કારણ હોવાથી તથા ક્રોધાદિક કષાયના ઉદયનું આ-
શ્રિત હોવાથી તે તપ નથી, પણ પૂર્વે બાંધેલા અંતરાય કર્મ
ના ઉદયથી અસાતા વેદનીયનો માત્ર તે વિપાકજ છે, કેમકે આ-
હારનો ત્યાગ કરવો તે દ્રવ્ય તપ છે, અને આત્મસ્વરૂપની એ
કાગ્રતા કરવી તે ભાવ તપ છે. આ ભાવતપ યથા શક્તિ દ્રવ્ય
તપ સહિતજ હોવું જોઇએ. સંસારથી વિરક્ત થયેલા અને તત્ત્વ-

જ્ઞાનના અર્થી પુરૂષોને આ દ્રવ્ય તપ દુ:સહ નથી; જેમ ધનાદિ-કના અર્થી પુરૂષોને શીત તાપાદિકનું કષ્ટ એ કષ્ટ રૂપ લાગતું નથી.

**નિર્દોષતપની જરૂરીયાત**

રાજા, શ્રેષ્ટિ, સ્ત્રિ; પુરૂષ, પર પ્રવિચાર, સ્વપ્રવિચાર, અલ્પ-વિકાર; દરિદ્ર અને શ્રાવક, એ પ્રમાણે નવ નિયાણા છે. આ નિયાણાનું સ્વરૂપ શાસ્ત્રથી સમજવા જેવું છે. આવા નિયાણાથી સંસાર વૃદ્ધિ થાય છે. જે તપ કર્મક્ષય કરી સંસાર ઘટાડનાર છે, તેજ તપ સંસાર વૃદ્ધિનું નિમિત્ત કારણ ન બને તેને માટે આત્માર્થિઓએ હંમેશ ઉપયોગ પૂર્વક જાગ્રતિ રાખવા ને શાસ્ત્રકારોની શીખામણ છે. તે શીખામણનો અમલ નહિ કરતાં ખરા અણીના પ્રસંગે ઉપયોગ ચુકી જઇ. જીવો ભૂલ કરી દે છે. જો કે તેથી તેની પૌદ્ગલિક ઈચ્છા અને પ્રતિજ્ઞા પાર પડે છે, પણ સંસારમાં વધુ વખત ભ્રમણ કરવાનું પોતે ઉભું કરે છે, તે નિયાણું કરતી વખતે તેના લક્ષમાં રહેતું નથી.

**બાહ્ય તપનો અનાદર કરનારાઓને હિતોપદેશ**

આત્માને મોક્ષપ્રાપ્તિના હેતુભૂત નિર્જરા અને સંવર તત્ત્વ છે. નિર્જરા તત્ત્વમાં બાહ્ય અને અભ્યંતર તપનો સમાવેશ થાય છે. શાસ્ત્રકારોએ બાહ્યતપને અભ્યંતર તપના મદદગાર રૂપ માનેલ છે. બાહ્ય તપના સેવન સિવાય અ-ભ્યંતર તપની આચરણા શુદ્ધ રીતે થવીજ અશક્ય છે. બાહ્યતપના સેવનપૂર્વક અભ્યંતર તપની આચારણાજ કર્મક્ષય કરવાના હેતુ ભૂત નિવડી શકે.ચરમ તીર્થંકર ભગવાન મહાવીર પ્રભુના જીવે નંદન ઋષિના ભવે તથા છેલ્લા ભવમાં કરેલી ઘોર તપસ્યા આ વાતની પુષ્ટિ કરાવે છે. આ કાળના જીવો શરીર સંઘ-

યણ શક્તિના બ્હાના નીચે ફક્ત સ્વાધ્યાય રૂપી અભ્યંતર તપને તપગણી બાહ્ય તપને વિષે બીલકુલ મંદ આદરવાળા અને નિર્વીર્ય જોવામાં આવે છે તેવાઓએ વિચારવાની જરૂર છે કે, જગતમાં અભ્યાસથી શક્તિ ખીલવી શકાય છે. અનાદિ કાલથી જીવનો સ્વભાવ આહાર કરવાનો થઇ ગયો છે. આહાર ભય, મૈથુન. પરિગ્રહ, આ ચાર પ્રકારની સંજ્ઞાજીવની સાથેજ રહે છે. મતલબ ભવોભવ જોડેજ જાય છે. આ અનાદિના અભ્યાસવાળી ટેવોને જીવ પોતાના જન્મની સાથેજ લેઇ આવે છે, એને માટે પ્રાણીઓને શિક્ષણ આપવું પડતું નથી. એ ટેવોનો નાશ કરવાને તેના પ્રતિપક્ષી ટેવોનું આલંબન લેઇ, તેના દૃઢ સંસ્કાર પાડવામાં આવે, તોજ અંશે અંશે કમી થઇ પરિણામે તે કુટેવોને જીતી શકાય છે. તેજ નિયમાનુસાર આત્માનો અનાહારી સ્વભાવ પ્રગટ કરવાને માટે, દરેક આત્માર્થિ જીવો આ બાહ્ય તપને પુષ્ટાલંબન તરીકે ગણી, તેનું સેવન સારી રીતે અદીનપણે કરી, વિના આહારે કાલ નિર્ગમન કરવાની ટેવ પાડી શકે છે. અભ્યાસને કશું અસાધ્ય નથી. મતલબ એ છે કે, જેમના મનમાં ભવનો ભય છે, અને કર્મ લાઘવતા કરવાની જીજ્ઞાસા છે, તેઓ સમતા પૂર્વક બાહ્ય તપનું આલંબન લેઇ પોતાની શક્તિ ખીલવી શકે છે, બાહ્ય તપમાં મંદ આદર કરી જેઓ અભ્યંતર તપનેજવળગવા જાય છે, તેઓ બંનેથી ભ્રષ્ટ થાય છે, બાહ્ય તપનો પ્રથમ ભેદ અનશન એટલે આહારનો ત્યાગ છે. જ્યારે અભ્યંતર તપના છેલ્લા ભેદનું નામ કાયોત્સર્ગ અર્થાત કાયાનો ત્યાગ છે. તાત્પર્ય એ છે કે બાહ્ય અને અભ્યંતર બંને તપનું સાધ્ય એકજ છે અને તેથી બંનેમાંથી એકે ઓછી અગત્યવાળો થઇ શકતો નથી. કેવળજ્ઞાનની

પ્રાપ્તિ સુધી બંને તપનું પોતાની સર્વ શક્તિ પૂર્વક આરાધન કર્યે જવું એજ જીન આજ્ઞાનું રહસ્ય છે. અંતમાં આધુનિક સમયના એક સમર્થ મુનિવરના શ્રાવક ધર્મ અંગેના ઉદ્ગારો ટાંકી પ્રસ્તુત વિષયની સમાપ્તિ કરીશું.

**ધાર્મિક અનુષ્ઠાનોમાં અપ્રમાદી થવાની જરૂર**

"ધર્મ પ્રેમીઓએ ચોક્કસ માની રાખવું જોઇએ કે પરમાત્મા શ્રી મહાવીર દેવનો સિદ્ધાન્ત એમ નથી કહેતો કે સમ્યગ્ દષ્ટિઓ પોતાના હિતકર કાર્યને કરે તો પણ ચાલે અને ન કરે તો પણ ચાલે. તે તો કહે છે કે જે ભૂમિકા માટે જે જે ક્રિયાઓ કરણીય છે તેને અવશ્ય નિયમિત રીતીએ અને અપ્રમત્ત પણે કરતોજરહે કારણ કે એમાંજ એનું શ્રેય છે. જ્યાં સુધી અનાવલંબન ધ્યાન કરવાની શક્તિ પ્રાપ્ત ન થાય અર્થાત્ પ્રમાદનો પરિત્યાગ ન થઈજાય ત્યાં સુધી ચાહે તો તે સાધુ હોય કે શ્રાવક હોય તેણે પોતાના વિહિત અનુષ્ઠાનો વિધિ પૂર્વક કરવામાં કદીપણ પ્રમાદ સેવવો ન જોઇએ અને જો પ્રમાદ સેવે તો પરમાત્મા શ્રી મહાવીરદેવ કહે છે કે તે પ્રાયશ્ચિતનો ભાગી બને શ્રી આણુંદ અને શ્રીકામદેવાદિ જેવા મહા શ્રાવકો નિરંતર ત્રિકાલ પૂજા વિગેરે પોતાની ભૂમિકાને અનુરૂપ ક્રિયાઓ કરવામાં કદીજ ચુક નહોતા કરતા. મહારાજા કુમારપાલ જેવા રાજ્યગાદીના સ્વામિ છતાં પોતાના શ્રાવક પણાને છાજતાં અનુષ્ઠાનો જેવાં કે ત્રિકાલ જિનપૂજા, ઉભયકાલ આવશ્યક, ગુરૂવંદન વિગેરે કરવામાં કદી બેદરકારીનું સેવન નહોતા કરતા. આથી સ્પષ્ટ થાય છે કે

ઉન્નતિના અર્થિએ અવશ્ય અનુષ્ઠેય અનુષ્ઠાનોની આરાધના તરફ ઉપેક્ષા ન કરવી જોઇએ."

" સાધુઓ યા શ્રાવકો માટે બતાવવામાં આવેલાં અનુષ્ઠાનોને આચારમાં મૂકવાનો ઉદ્દેશ એ છે કે તે લોકોત્તર અનુષ્ઠાનો દ્વારા આત્માનો વિકાસ થાય. અનુષ્ઠાનો ઉપર ઉચિત વિચારણા ચલાવવામાં આવશે તો તેમાંના દરેકે દરેક વિભાગમાં સ્પષ્ટપણે દેખાઇ આવશે કે તેની યોજના માત્ર પુદ્ગલાનંદી આત્માને પુદ્ગલાનંદના પાસમાંથી છુટો કરી આત્માનંદી બનાવવા માટે જ થયેલી છે. "

ઉપરના વાકયો વાંચી વિચારી સકલ જૈન સંઘ શ્રી નવપદ આરાધન જેવા એકાંત હિતકારી અને શીઘ્ર કલ્યાણ કરવાવાળા અનુષ્ઠાનો પ્રત્યે અંતરંગ આદરવાળો થઈ, પોતાનું શ્રેય સાધે એજ અભિલાષા પૂર્વક વિરમીએ છીએ સુજ્ઞેષુકિં બહુના.



# શ્રી નવપદ આરાધન વિધિ.

## પ્રથમ વિભાગ.

### શ્રી સિદ્ધચક્ર મહાત્મ્ય.

શ્રી તીર્થંકર દેવ પ્રણીત વીતરાગ શાસનમાં શ્રી અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર, અને તપ આ **નવ પદો** પરમ તત્ત્વરૂપ છે. આ **નવ પદો** થી રહીત બીજું કોઈ પરમાર્થ નથી કારણ કે આ **નવપદો**માં સમસ્ત શ્રી જીન શાસનનો સમાવેશ છે. આ **નવપદો** માં શ્રી જીનશાસનના સર્વસ્વનો સમાવેશ થયેલો છે. માટે ઉત્કૃષ્ટ ભક્તિથી આ **નવપદોની** આરાધના કરો. પૂર્વકાલે જેઓ સિદ્ધિપદ પામ્યા, વર્તમાન કાલે જેઓ સિદ્ધિપદ પામે છે અને ભવિષ્યકાલે જેઓ સિદ્ધિપદ પામશે તેઓ સર્વ પણ નિશ્ચયથી આ **નવપદ**ના ધ્યાને કરીનેજ પામે છે એમ જાણવું. શ્રી તીર્થંકર, સર્વજ્ઞ, ગણધર, પૂર્વધર, યુગ પ્રધાનાદિ મહા પુરૂષોએ આશ્રી **સિદ્ધચક્ર** યંત્ર પરમ તત્ત્વરૂપ, પરમ રહસ્યરૂપ. પરમ મંત્રરૂપ, પરમાર્થ સ્વરૂપ અને પરમપદ સ્વરૂપ વર્ણવ્યું છે.

પૂર્વ સુવિહિત કથન.

## સંખ્યાવિશિષ્ટતા (મહિમા)

પાંચ ધર્મિ (ગુણી) પદો અને ચાર ધર્મ (ગુણ) પદો મળી નવના આંકમાં એ વિશિષ્ટતા છે કે–બધી આંક સંખ્યાને ગુણાકાર કરતા તે આંકનો ભંગ થાય છે. પણ નવના આંકને ચ્હાય તેટલા ગુણાકરો તો પણ નવનો અંક અભંગજ રહે છે, નવને બમણા કરવાથી ૧૮ થાય, તેમાં એક અને આઠ બેઉ મળી ૯ થાય છે. ત્રમણા કરવાથી ૨૭ થાય, તેમાં પણ બે અને સાત ૯. એજ પ્રમાણે આગળ આગળ જેટલી સંખ્યા ગુણા કરો તેમાં નવનો આંક આવી ઉભોજ રહે છે. શ્રી જિનેશ્વર દેવપ્રતિપાદિત અબાધિતતત્વો પણ નવ છે, શાશ્વત નિધિઓ પણ નવ છે. ઈત્યાદિ અનેક વિચારોથી નવપદમય શ્રીસિદ્ધચક્ર ભગવંતની વિશિષ્ટતા સમજવા લાયક છે.

## વિધિ રહસ્ય.

શ્રી વીતરાગ શાસનમાં દરેક શુભ અનુષ્ઠાનો વિધિ સહીત આરાધન કરવાથીજ યથાર્થ ફળને દેનારા થાય છે. વિધિ યુક્ત ક્રિયા કરવાના પરિણામ આસન્ન મુક્તિગામી જીવોનેજ થાય છે. શાસ્ત્રોમાં વિધિ પક્ષનું આરાધન કરનારને અને વિધનું બહુ માન કરનારને ધન્ય પુરૂષો તરીકે માન્ય કરેલા છે. સાત પ્રકારની શુદ્ધિમાં વિધિની શુદ્ધતા ને છેલ્લી શુદ્ધિ ગણેલી છે. પવિત્ર ક્રિયાઓનું આરાધન કરનારાઓએ શાસ્ત્રોમાં દર્શાવેલી સાત શુદ્ધિઓ ઉપયોગ પૂર્વક પાળવાની છે. કારણ કે અંતરંગ શુદ્ધિ પ્રાપ્ત કરવા ઇચ્છનારાઓને બાહ્ય શુદ્ધિ મદદગાર છે.

અંગ, વસન, મન, ભૂમિકા, દ્રવ્યોપકરણ સાર,
ન્યાય દ્રવ્ય વિધિ શુદ્ધતા, શુદ્ધિ સાત પ્રકાર. ૧

શરીર, વસ્ત્ર, મન, ક્ષેત્ર, ઉપકરણ, દ્રવ્ય અને વિધિ, એમ સાત પ્રકારની શુદ્ધિ એક એકથી વધુ ઉપયોગી છે. જેટલા જેટલા અંશમાં બાહ્ય શુદ્ધિ સાધી શકાશે તેટલા તેટલા અંશમાં આત્મ શુદ્ધિ સહેલાઇથી પ્રાપ્ત કરી શકાશે.

વિધિ શુદ્ધતા માટે શાસ્ત્રકારોએ છ પ્રકારની "રી" પાળવાનું ફરમાન કરેલું છે. સંઘ, તીર્થયાત્રા, મહાન તપની આરાધના આદિ પ્રસંગોએ છ 'રી' પાળવામાં આવે છે. શ્રી નવપદ આરાધન તપ કરનારે પણ છએ 'રી' અવશ્ય પાલન કરવાની છે. જેના છેડે 'રી' બોલવામાં આવે છે એવી તે છએ વસ્તુઓના નામ અનુક્રમે 'સચિત્ત પરિહારી, એકલ આહારી, ભૂમિ સંથારી, બ્રહ્મચારી, સમકિત ધારી અને પાદચારી' છે. શ્રી નવપદ આરાધન માટે ઓળીના નવે દિવસોમાં આયંબિલ તપ કરવામાં આવતો હોવાથી સચિત્તનો ત્યાગ અને એક વખત ભોજન તો આવીજ જાય છે. ભૂમિ સંથારો અને બ્રહ્મચર્યનું પાલન આ તપની આરાધના માટે સંપૂર્ણ આવશ્યક છે, અને છેલ્લા પાદચારીપણાથી આ દિવસોમાં વાહન વિગેરેનો ઉપયોગ કરવાને નિષેધ કરવામાં આવ્યો છે. એ પાંચે પ્રકારની 'રી' ના પાલનની સફળતાનો આધાર સમકિત ધારીપણા ઉપર છે. કેમકે સમકિત સહીતની સર્વ ક્રિયાઓજ સંસારના છેદને અર્થે થાય છે. અન્યથા સંસાર વૃદ્ધિ કરનાર છે. અહીંયાં સમકિતધારી પણું વ્યવહારથી લેવાનું છે કારણ કે નિશ્ચય સમકીતનો નિર્ણય અતીંદ્રિય જ્ઞાની વિના કરી શકાતો નથી. વ્યવહાર સમકિત નિશ્ચય સમકિત પ્રાપ્ત કરાવી આપવામાં મુખ્ય

હેતુ છે. તેટલા માટે નિશ્ચય સમકિતનો અભિલાષી વ્યવહાર સમકિતના સર્વ કર્તવ્યોમાં પોતાની સર્વ શક્તિ વડે મચ્યો રહે છે. પરંતુ પ્રમાદી બનતો નથી. શ્રી નવપદ આરાધનના અંગે સમકિતધારીના નિત્યના જે આવશ્યક કાર્યો છે તેનું અહીં સંક્ષિપ્તમાં સ્વરૂપ બતાવવામાં આવે છે.

૧ **આવશ્યક**—આ ક્રિયા સવાર સાંજ બંને વખત કરવાની છે, તેમાં છ વસ્તુઓનો સમાવેશ થયેલો છે. સામાયિક, ચઉવિસત્થો, વંદન, પડિક્કમણું, કાયોત્સર્ગ અને પચ્ચખ્ખાણ, એ છ વડે જૂદા જૂદા આચારોની શુદ્ધિ થાય છે. અને અપ્રમત્ત દશાને નહિ પ્રાપ્ત થયેલા એવા સાધુ તથા શ્રાવકોને હંમેશાં ફરજીયાત કરવાની છે. રત્નત્રયીની નિર્મળતા કરવા ઈચ્છનાર દરેક વ્યક્તિએ એક પણ દિવસ આ ક્રિયા છોડવા લાયક નથી.

૨ **પડિલેહણ**—ક્રિયામાં વાપરવાના તથા રાત્રે સંથારાના ઉપયોગી સર્વ ઉપકરણોની પ્રતિ લેખના ઉભય ટંક ઉપયોગ પૂર્વક કરવાને આ ક્રિયા છે. શાસ્ત્રોમાં કહ્યું છે કે પડિલેહણ આદિ ક્રિયામાં પ્રમાદી બનનારને હિંસા ન થાય તો પણ છ કાયનો ઘાત કરનાર માનેલો છે. તેટલા માટે સવારે પ્રતિક્રમણ થઇ રહ્યા પછી સૂર્યોદય લગભગ અને સાંજે પ્રતિક્રમણ કરવા અગાઉ સૂર્યાસ્ત પહેલાં આ ક્રિયા અવશ્ય કરવી જોઇએ.

૩ **દેવવંદન**—ત્રણ ચૈત્ય વંદન, પાંચ નમુથ્થુણં અને આઠ થોયો વડે કરાતું આ ઉત્કૃષ્ટ દેવવંદન ત્રણે કાળ કરવાનું વિધાન આ ઓળીના દિવસોમાં ફરમાવેલું છે. આ દેવવંદનમાં મુખ્યત્વે બાર અધિકાર આવેલા છે, તેનો વિચાર સમજવા લાયક છે. આ

દેવવંદનથી શ્રી તીર્થંકર દેવોના ચારે નિક્ષેપાની આરાધના, તથા જ્ઞાનાદિ ગુણોની અને તીર્થાદિની આરાધનાઓ થાય છે.

૪ **ચૈત્ય પરિપાટી**—ઓછામાં ઓછાં હંમેશાં નવ દહેરે દર્શન કરવા જવાનું વિધાન છે અને દરેક જગ્યાએ એકેક ચૈત્ય-વંદન, સ્વસ્તિક વિગેરે કરવાનું છે. વખતનો સંકોચ હોય તો છેવટે એક યા વધુ દહેરાસરે જુદી જુદી પ્રતિમા સન્મુખ નવ ચૈત્યવંદનો તો અવશ્ય કરી લેવા. તેમાં પ્રમાદ કરવો તેટલી વિધિમાં ન્યુનતા છે.

૫ **ગુરૂવંદન**—ગુરૂ સદ્‌ભાવે વિધિ પૂર્વક વાંદી, ગુરૂ મુખે શ્રી સિદ્ધચક્ર મહાત્મ્યનું, સંસારની અસારતાનું અને પોતાની સમાચારી વિગેરેનું મુક્તિ માર્ગ દેખાડનારૂં વ્યાખ્યાન શ્રવણ કરવું. તથા વિધિ સહિત પ્રત્યાખ્યાન ગૃહણ કરવું. આ દિવસોમાં ગુરૂ-ઓની આરાધનામાં વિશેષ સાવધાન રહેવું. કારણ કે સર્વ આચા-રના મૂળ ગુરૂ છે અને ગુરૂની આજ્ઞા પૂર્વક કરેલીજ સર્વ ક્રિયાઓ ફળવતી નીવડે છે.

૬ **સ્નાત્ર તથા પૂજા**—પરિમિત જળથી યતના પૂર્વક સ્નાન કરી સ્વચ્છ ઉત્તમ વસ્ત્રો ધારણ કરી, વિધિ પૂર્વક જિન પ્રતિમા સન્મુખ વિશાળ જગ્યામાં સમુદાય સાથે મળીને ચિત્તના ઉલ્લાસ પૂર્વક ઉત્તમ રાગ રાગણીઓથી ભરપૂર, વાજીંત્રાદિકના સાધનો સાથે ગંભીર અર્થ રહસ્ય યુક્ત પૂર્વાચાર્યો કૃત સ્નાત્ર તથા પૂજાઓ રોજ ભણાવવી. તેમાં પ્રથમ સ્નાત્ર ભણાવીને, પછી નવપદજીની પૂજામાંથી તે દિવસના પદની એક પૂજા બોલીને પછી અષ્ટ પ્રકારી પૂજાઓ ક્રમસર ભણાવવી. નવમે દિવસે નવ-

પદજીની આખી પૂજા વિસ્તારથી ભણાવવી. શાસ્ત્રોમાં ગીત નૃત્ય વાજીંત્રાદિથી કરેલ ભક્તિનું ફળ સર્વથી અનંતગણું બતાવેલું છે.

૭ **કાઉસગ્ગ**—દરેક પદના જેટલા ગુણ હોય તેટલા લોગસ્સનો કાઉસગ્ગ તે તે દિવસોએ કરવો. કાયોત્સર્ગની ક્રિયાથી શરીર સંબંધી સર્વ ક્રિયાઓનો ત્યાગ કરાય છે. અને તે દ્વારા મન વચન કાયાના યોગોની ચપળતાને રોકી સ્થિરતા પ્રાપ્ત કરી શકાય છે. નિર્જરાના કારણ બાર પ્રકારના તપમાં કાયોત્સર્ગ એ અભ્યંતર તપનો છેલ્લો ભેદ છે. તેના આરાધનથી કર્મ નિર્જરા-રૂપ મહાન લાભ પ્રાપ્ત કરી શકાય છે.

૮ **ખમાસમણા**—દરેક પદના જેટલા ગુણ હોય તેટલી પ્રદક્ષિણા કરી તે તે પદના દૂહા અને ગુણોને બોલવા પૂર્વક પદના ગુણોની સંખ્યા પ્રમાણે ખમાસણા લેવાના છે. ખમાસમણનો બીજો અર્થ પંચાંગ પ્રણિપાત છે. શરીરના પાંચે અંગો નમાવીને કરાતી આ ક્રિયા વડે વિનયની આરાધના થાય છે અને આત્મા નમ્ર બને છે. સર્વ ગુણોની પ્રાપ્તિનું મૂળ વિનય હોવાથી આ ક્રિયા વડે ઉત્તરોત્તર આત્મિક ગુણોની વૃદ્ધિ થતી જાય છે. તેથી તેને આ આરાધનામાં પરમ આવશ્યક ગણેલી છે.

૯ **નવકારવાળી (જાપ)**—દરેક પદના બે હજાર જાપ કરવાના હોવાથી વીસ નવકારવાળી હંમેશા ક્રમસર જૂદા જૂદા પદની ચિત્તની એકાગ્રતા પૂર્વક ગણવી. વીસે નવકારવાળી એકી સાથે ગણવાની છે. છતાં અનિવાર્ય કારણે જરૂર પડે તો ઓછામાં ઓછી પાંચ નવકારવાળી પૂરી કર્યા પછીજ બીજા કાર્યમાં જોડાવું પાંચથી ઓછી નવકારવાળી ગણત્રીમાં લેવાતી નથી.

**પવિત્ર પદોનું અવલંબન લઇને થતું આ ધ્યાન ધર્મ-ધ્યાનના ચાર ભેદમાં પદસ્થ નામનું બીજું ધ્યાન છે.** ધ્યાન એ અભ્યંતર તપનો એક ભેદ છે. કર્મ નિર્જરાનું પ્રબળ સાધન અભ્યંતર તપ છે. અને સિદ્ધચક્રના જુદા જુદા પદોના ધ્યાન વડે આ ક્રિયાની આરાધના થતી હોવાથી અનાદિના શત્રુ ભૂત મોહનીયાદિ દુષ્ટ કર્મોની આ ક્રિયા વડે નિર્જરા સાધી શકાય છે.

સંવર, નિર્જરા અને પુણ્યાનુબંધી પુણ્યના હેતુ ભૂત હોવાથી સમ્યક દૃષ્ટિ આત્માઓ ઉપરોક્ત સર્વ અનુષ્ઠાનોમાં નિ-રંતર અતિ આદરવાળા હોય છે. અને ઓળીના પવિત્ર દિવસોમાં તો વિશેષે કરીને આદર પૂર્વક દરેક ક્રિયાઓમાં પોતે જોડાય છે અને અન્યને જોડે છે. શુભ ક્રિયાઓથી અપૂર્વ અપૂર્વ ભાવની પ્રાપ્તિ કરી શકાય છે. પૂર્વે પ્રાપ્ત થયેલા ભાવની વૃદ્ધિ થાય છે. અને મોક્ષ માર્ગ પ્રત્યે નિર્વિઘ્ને ગમન કરી શકાય છે. ક્રિયાના અવલંબન વિના ભાવની પ્રાપ્તિને ઇચ્છનારા જૈન સિદ્ધાંતની શૈલિથી તદ્દન અજાણ છે. ભાવ એ કાર્ય છે અને ક્રિયા તેનું કારણ છે. કારણ વિના કાર્યની ઉત્પત્તિ થતી નથી. તેથી ચૌદમા અયોગી ગુણ સ્થાનકના અંત રૂપ કાર્ય સિદ્ધ નથી થયું ત્યાં સુધી પોત પોતાના ગુણ સ્થાનકને યોગ્ય સર્વ ક્રિયાઓ અત્યંત ઉપકારી છે. ક્રિયા કુવો ખોદવા તુલ્ય અને ભાવ શિરા (શેર) તુલ્ય છે. કૂવો ખોદ્યા સિવાય પાણીની સેર પ્રકટતી નથી અને સેર સિવાય અખુટ પાણી રહેતું નથી માટે બંનેની ખાસ આવશ્યકતા છે. ઉપરોક્ત સર્વ અનુંષ્ઠાનો શુભ ભાવના ઉત્પાદક હોવાથી અને સમ્યકત્વને પુષ્ટ કરનાર હોવાથી લોકોત્તર હોઇ કેવળ કર્મ નિર્જરાના શુભ ઇ-

રાદ્ધાથીજ કરવા લાયક છે. કલ્પતરૂ અને ચિંતામણી રત્નથી અધિક મહાત્મ્યવાળા આ લોકોત્તર અનુષ્ઠાનોના સેવનમાં અજ્ઞાનતા અને ભવાભિનંદી પણાના દોષથી અનેક પ્રકારના વિપરીત વર્તનનું સેવન થઇ જાય છે. અને ક્રિયાઓના શુદ્ધ આશયો જાળવી શકાતા નથી. તેટલા માટે શાસ્રકારોએ ક્રિયાંઓને પાંચ ભેદોમાં વહેંચી દીધી છે, વિષ ક્રિયા, ગરલ ક્રિયા, અનનુષ્ઠાન ક્રિયા. તદ્ધેતુ ક્રિયા અને અમૃત ક્રિયા શુદ્ધ ક્રિયાના ખપીએ તે પાંચેનું સ્વરૂપ સમજી લેવા લાયક છે,

**૧ વિષ ક્રિયા**—ધાર્મિક ક્રિયા કરતાં આ ભવ સંબંધી દ્રવ્ય. સ્રિ, પુત્ર, વૈભવ, ભોગ, યશ, કીર્તિ આદિની અભિલાષા કરવાથી વિષાનુષ્ઠાન થાય છે. જેમ સ્થાવર યા જંગમ વિષ પ્રાણ લે છે તેમ આ ક્રિયા શુભ અંતઃકરણને તત્કાલ મારનાર નિવડે છે.

**૨ ગરલ ક્રિયા**—આ ભવના ફ્લની અપેક્ષા નપણ હોય પરંતુ પરભવે દેવતા; ચક્રવર્તિ આદિના સુખોની અભિલાષાથી કરાતી આ ક્રિયા કાલાન્તરે ઝેરના વિકારના પરિણામની જેમ ભવાંતરમાં પુણ્યક્ષય કરનાર થાય છે.

**૩ અનનુષ્ઠાન ક્રિયા**—કોઇ પણ જાતના ફળની અપેક્ષા ન હોય પરંતુ સંમૂર્છિમ જીવની પ્રવૃત્તિની જેમ શૂન્ય ચિત્તે ક્રિયા કરવાથી કાયકલેશાદિ હેતુથી કેવળ અકામ નિર્જરા થાય છે પરંતુ મુક્તિના વિશિષ્ટ સાધનરૂપ સકામ નિર્જરા ઉપયોગ અભાવે થતી નથી.

**૪ તદ્ધેતુ ક્રિયા**—ઉત્તમ અનુષ્ઠાનના રાગથી થતી ક્રિયા તદ્ધેતુ કહેવાય છે અને તે અમૃત ક્રિયાની પ્રાપ્તિ કરાવી આપનાર છે.

**૫ અમૃત ક્રિયા**—શ્રી વીતરાગ દેવ જીનેશ્વર ભગવંતે બતાવેલ માર્ગ પ્રત્યે ઉલ્લાસ પામતી તિવ્ર શ્રદ્ધાથી અસંખ્ય પ્રદેશ વીર્ય સ્ફુર્તિ સાથે ઉછળતા આનંદથી અને શુદ્ધ વિધિ સાચવવાથી પ્રાપ્ત થાય છે.

તદ્‌ગત ચિત્ત સમય વિધાન, ભાવની વૃદ્ધિ ભવ ભય અતિ ઘણો.
વિસ્મય પુલક પ્રમોદ પ્રધાન, લક્ષણ એ છે અમૃત ક્રિયા તણો.

શ્રી યશોવિજયજી.

અમૃત ક્રિયાના લક્ષણો બતાવતાં શાસ્ત્રકારો કહે છે કે જે ક્રિયા કરતા હોય તેમાંજ એકાગ્ર ઉપયોગ હોય, ક્રિયા કરવાનો જે કાળ શાસ્ત્રમાં કહ્યો હોય તેજ સમયે, ચિત્તના ઉલ્લાસ અને પરિણામની ધારાની વૃદ્ધિએ, નારકી જેમ નરકના ત્રાસથી અને કેદી જેમ જેલ ખાનાની પરતંત્રતાથી છુટવા ઇચ્છતો હોય તેમ જન્મ, જરા મરણાદિ દુઃખરૂપ સંસારથી ભયભીત થયો થકો, મુક્તિના પરમ સાધનરૂપ આ ક્રિયા પૂર્વે કોઇ વખત મળેલી નથી એવા વિસ્મયપૂર્વક, મુક્તિ પામવાનો હર્ષ અને સંસારનો ત્રાસ એ બંનેથી જેના રૂવેરૂંવા ખડા થઇ ગયેલા છે તેવો, જન્માંધ પુરૂષને નેત્ર પ્રાપ્તિ થવાથી અને સંગ્રામમાં શત્રુને જીતવાથી જે આનંદ થાય તેથી અધિક પ્રમોદ પૂર્વક જે ક્રિયા કરાય તેને અમૃત ક્રિયા માનેલી છે. અમૃત ક્રિયા આ ભવ પરભવમાં અવશ્ય ફળ આપે છે. અમૃતનો બિંદુ મળ્યો હોય ત્યાં આરોગ્યતા માટે બીજા ઔષધની જરૂર નથી તેમ અમૃત ક્રિયા એક વાર પણ મળી હોય તો બીજા કારણો સિવાય પણ મુક્તિ પામવામાં કાંઇ બાધક થતું નથી.

આ પાંચે અનુષ્ઠાનોમાં પ્રથમના ત્રણ દૂષિત હોવાથી ત્યા જય છે. અને પાછળના બે આદરણીય છે. શ્રીમાન હરિભદ્ર સૂરીશ્વરજી મહારાજે ક્રિયાની શુદ્ધિ માટે ક્રિયાના પાંચ આશયો વર્ણવ્યા છે.

૧ **પ્રણિધાન**—નામનો આશય એ સૂચવે છે કે પોતાથી હીન ક્રિયાવંત ઉપર દ્વેષ ન કરવો પરંતુ કરૂણા કરવી જીનેશ્વરનો માર્ગ પામ્યા પહેલાં આપણી પણ એવી જ દશા હતી. જો તેમ ન હોત તો હજુ પણ જે રખડપટ્ટી અનુભવવામાં આવે છે તે ન હોવી જોઇએ. માટે આ પવિત્ર ક્રિયાઓમાં ઓછા ઉદ્યમી ઉપર કલુષિત લાગણી કરતાં આપણે પોતે નીચે પડીએ છીએ. તેમના પ્રત્યે કરૂણા દર્શાવતાં સ્વપર બંનેને ઉપકાર થાય છે.

૨ **પ્રવૃત્તિ**—આશયથી હરાયા ઢોરની માફક જ્યાં ત્યાં મોઢું ઘાલતા અટકીને એકજ કાર્યમાં સ્થિર થવાય છે. આથી એમ સૂચન થાય છે કે જે સમયે જે ક્રિયા કરતાં હોઈએ તે વખતે બીજી બીજી ક્રિયાઓમાં ધ્યાન આપવા જતાં એકે ક્રિયા ફળી ભૂત થતી નથી. વ્યવહારના સામાન્ય કાર્યો કરતાં પણ બરોબર ધ્યાન નથી રખાતું તો કાર્ય બગડે છે ત્યારે લોકોત્તર કાર્ય સાધતી વખતે તો દરેક અનુષ્ઠાનમાં વધુને વધુ સ્થિરભાવ કેળવવાની આવશ્યકતા છે.

૩ **વિઘ્નોજય**—મુક્તિરૂપી ઉત્કૃષ્ટ કાર્ય સિદ્ધ કરવામાં નડતા વિઘ્નો ઉપર જય મેળવવા માટે આ ત્રીજો આશય છે. વિઘ્નો ત્રણ પ્રકારના છે. જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ શરીરને બાહ્યથી શીત તાપ વિગેરે પરિષહો સહન કરવા પડે તે જઘન્ય. શરીરમાં રોગાદિક

અંતરંગ વ્યાધિઓની વેદના થાય તે મધ્યમ અને મિથ્યા દર્શન આદિ ભાવ શત્રુઓથી જે મુંઝવણો થાય તે ઉત્કૃષ્ટ વિઘ્નો છે. તેને જીતવાના ઉપાય તરિકે, આસનાદિકનો અભ્યાસ, ખોરાક ઉપર કાબુ અને સદ્ગુરૂઓની સમીપ જ્ઞાનાભ્યાસ, તે ઉપાયો છે. તેનો અમલ કર્યા સિવાય તે વિઘ્નો જીતી શકતાં નથી.

**૪ સિદ્ધિ**—પોતાથી અધિક ગુણવાન પ્રત્યે વિનય. મધ્યમ ઉપર ઉપકાર ;અને હીન સ્થિતિવાળાઓ પ્રત્યે કરૂણા કેળવવાથી ચિત્તની શાંતિ જળવાઈ રહે છે. અને આત્માની પ્રગતિ સાધવામાં સરળતા થાય છે.

**૫ વિનિયોગ**—એટલે અન્ય જીવોને ધર્મમાં જોડવા. ધર્મ પ્રાપ્તિનું મૂળ વિનિયોગ છે, અને તે ચૌદ રાજલોકમાં નિયમબદ્ધ ચાલ્યા કરે છે. વિનિયોગ નામના આશય વડે કરાતી ક્રિયાથી ધર્મની અવિચ્છિન્ન પરંપરા જળવાઈ રહે છે. સિદ્ધ ભગવંતનો જીવ મુક્તિમાં જાય ત્યારે એક જીવ અવ્યવહાર રાશિમાંથી વ્ય-વહાર રાશિમાં આવે છે- એ અનાદિ સિદ્ધ નિયમ પણ વિનિયો-ગથી ધર્મની સ્થિતિ ટકવાની સાબીતી આપે છે. જન્માંતરમાં પણ ધર્મની પ્રાપ્તિ કરાવી આપનાર આ આશય સાચવવાની પૂર્ણ આવશ્યકતા છે:

શુભ ક્રિયાના આ પ્રમાણે પાંચ આશયો સમજીને કરાતી ક્રિયા વિશેષ શુદ્ધ બનતી જાય છે અને અનાદિ ભવ વાસનાનું જોર હઠાવીને કેવળ જન રંજન અર્થે અને લોક પ્રવાહે થતી નિષ્ફળ ક્રિયાઓને સફળ બનાવે છે.

આ ઉપરાંત ક્રિયાના આઠ દોષોનું સ્વરૂપ પણ સંક્ષેપમાં જાણી લેવું જરૂરનું છે. ક્રિયાના ફળનો વિનાશ કરનાર આ આઠ

ચિત્તના મહાન દોષો છે જીવ અનાદિ કાળથી દ્રવ્યાદિકની લાલસાએ સંસાર વૃદ્ધિના હેતુ ભૂત પા પારંભના કાર્યો કરવામાં, વ્યાપારમાં, લેવડ દેવડમાં, હિસાબ કીતાબ રાખવામાં અને બીજી કર્મ બંધ કરાવનાર અશુભ પૃવૃત્તિઓમાં બીલકુલ કંટાળો કે અરૂચિ લાગ્યા સિવાય ચિત્તની ચકોરતાથી મંડયો રહે છે. જ્યારે એકાંત હિતકારીણી, કર્મનિર્જરાના હેતુ ભૂત શુભ પ્રવૃત્તિઓ કરતી વખતે અનેક પ્રકારની ચંચળતાનો અનુભવ કરે છે. એમાં જીવની અજ્ઞાનતાજ કારણ છે. ખેદ (કંટાળો) ઉદ્વેગ (અરૂચિ), ભ્રમ (ભ્રાંતિ), અશાંતવાહિતા (અશાંતિ), ખેપ (બીજી બીજી ક્રિયામાં મનનું દોડવું), આસંગ (ચાલુ સ્થિતિમાંજ સંતોષ માનવો), અન્યમુદ્દ (શરૂ કરેલી ક્રિયાને છોડીને બીજીની ઇચ્છા કર્યા કરવી) તથા રોગ (ક્રિયાના લાભ આદિ સમજ્યા વિના પ્રવૃત્તિ કરવી) આ આઠ દોષોનું સેવન ક્રિયા કરતી વખતે ન થઈ જાય એવા સતત ઉપયોગ પૂર્વક જાગૃતિ રાખવી. વ્યવહારિક કાર્યોમાં જેટલી ચકોરતા રહે છે તેથી ઘણી વધુ સાવધાનતા મોક્ષસાધક ક્રિયામાં રાખવાની જરૂર છે. ધર્મક્રિયાઓ કરવા છતાં તેના યથાર્થ ફળથી જે વંચિત રહેવાય છે તેનું કારણ ઉપરોક્ત દોષોનું થોડા યા વધુ પ્રમાણમાં થતું સેવન જ છે. તે દોષોનું સ્વરૂપ સમજી શુદ્ધક્રિયાઓ વડે શ્રીપાળ અને મયણા સુંદરી આદિ મહાન વ્યક્તિઓની જેમ અત્યારે પણ અતિ ઉત્કટ લાભ પ્રાપ્ત કરી શકાય છે. શ્રી જીનેંદ્ર દેવ ભાષિત અનુષ્ઠાનોના શુભ ફળ-દાયક પણા ઉપર સંપૂર્ણ શ્રદ્ધા રાખીને, દુનિયાની તમામ ક્રિયાઓ કરતાં તેના ઉપર વધુ બહુમાન અને આદર કેળવીને આરાધના કરવામાં આવે તો આ કાળમાં પણ સર્વ પ્રકારના મનોવાંછીત સિદ્ધ કરી શકાય એમ છે.

શ્રી સિદ્ધચક્ર આરાધનવિધિમાં બતાવેલા દરેકે દરેક અનુષ્ઠાન ઉપર બારીકાઇથી વિચાર કરવામાં આવશે તો માલુમ પડશે કે અનાદિ કાળથી જીવને લાગેલ ભયંકર કર્મ રોગને નાશ કરવાને જીનેશ્વર ભગવંતરૂપી ધનવંતરી વૈદ્યોએ બતાવેલ આ અનુપમ ઔષધો છે. તેમાં પ્રથમ નિરંતર નવે દિવસ આયંબિલ તપ કરવા વડે, આ તપની આરાધના થઇ શકતી હોવાથી, દુર્ગતિના કારણ રૂપ અને વિકાર ઉત્પન્ન કરનાર જુદા જુદા રસને પોષણ કરનાર છએ વિગયોને સર્વથા ત્યાગ કરવો પડે છે તેથી શરીરમાં પૂર્વે ઉત્પન્ન થયેલ રોગોને નાશ થાય છે. અને નવીન રોગોની ઉત્પત્તિ અટકી જાય છે. કારણકે વ્યાધિયોનું મૂળ રસ છે. તે રસના ત્યાગ દ્વારાએ જીંહા ઇંદ્રિયના ભોગોનો ત્યાગ થતો હોવાથી શારીરિક રોગોનો ભય સદંતર નાશ પામે છે અને મન નિર્વિકાર બને છે. શારીરિક દૃષ્ટિએ આ મહાન લાભ છે અને આત્મિક દૃષ્ટિએ ભોગ પદાર્થો ઉપરની ઇચ્છાનો રોધ થવા રૂપ લાભ થાય છે. પર પુદ્ગલિક ભાવની ઇચ્છા એજ દુઃખનું મૂળ છે, તે ઇચ્છાઓનો આ રીતે ક્રમશ ત્યાગ થતો જતો હોવાથી અનુક્રમે સર્વથા નિઃસ્પૃહભાવને પામી શકાય છે અને સર્વ દુઃખનો અંત આણી શકાય છે. છ આવશ્યકની આરાધના દિવસે દિવસે જ્ઞાન, દર્શન, ચારિત્રની શુદ્ધિ કરાવી મોક્ષમાર્ગમાં ઝડપથી પ્રયાણ કરાવે છે. મહાન ગણધરો અને પૂર્વ મહર્ષિઓ કૃત સૂત્રોની વારંવાર ઉચ્ચારણા સંસાર વિષને ઉતારવામાં મંત્રાક્ષરોની ગરજ સારે છે. દેવવંદન, ગુરૂવંદન, ચૈત્ય પરિપાટી, સ્નાત્રપૂજા આદિ અન્ય ક્રિયાઓ પણ શારીરિક, વાચિક અને માનસિક યોગોને શુભ માર્ગમાં મક્કમ પણે જોડે છે અને પરિણામે શુભ ફળની પ્રાપ્તિ કરાવે છે. આ

ક્રીયાઓને વિશેષ શુદ્ધ કરવાને શાસ્ત્રકારોએ છ પ્રકારના લિંગ (ચિન્હ) બતાવ્યા છે,

કરણ પ્રીતિ આદર ઘણો, જીજ્ઞાસા જાણનો સંગરે.
શુભ આગમ નિર્વિઘ્નતા, એ છે શુદ્ધ ક્રિયાના લિંગરે.
શ્રી યશોવિજયજી.

આ લક્ષણો યુક્ત કરાતી ક્રિયાજ શુદ્ધ થઈ શકે છે જેવી પ્રીતિ અને આદર વિષય સુખ અને તેના સાધનો ઉપર રહે છે, તેવી પ્રીતિ અને આદર મોક્ષ સુખ અને તેના સાધનો પ્રત્યે કેળવવાની જરૂર છે. જીજ્ઞાસા વૃત્તિ અને જાણકારનો સંગ એ પણ પરમ આવશ્યક છે. અનાદિ કાળથી અજ્ઞાત એવા મોક્ષ માર્ગ ને જાણવાની તિવ્ર ઇચ્છા થવી એ નીકટ ભવી પણાની નિશાની છે. જાણકારના સંગની પ્રાપ્તિ સમુદાયમાંજ હોય છે. માટે આ ક્રિયાઓ સમુદાય સાથે કરવાથીજ વિશેષ લાભપ્રદ બને છે. સમુદાયમાં વિશેષ વિશેષ જાણનારની સંગીતના લાભ સાથે ક્રિયામાં શુભ વીર્યની વૃદ્ધિ પણ એક બીજાની દેખાદેખીએ થાય છે, અન્ય દિવસોએ એક આયંબિલ પણ નહિ કરી શકનાર સમુદાયમાં નવ આયંબિલ દરરોજની ક્રિયા સાથે તદ્દન સહેલાઇથી અને ઉમંગથી કરી શકે છે તેમાં સામુદાયિક ઉત્સાહજ પ્રબળ કારણ છે. દરેક ક્રિયા આગમોક્ત વિધિ અનુસારેજ કરવાની છે. પણ સ્વચ્છંદે મનસ્વી કલ્પનાએ કરવાની નથી. કારણ કે જીનેશ્વરો સામાન્ય કેવળીઓ અને પૂર્વધરોના વિયોગ અત્યારે આગમો સિવાય મોક્ષ માર્ગનું સાક્ષી અન્ય કોઈ નથી, નિર્વિઘ્નપણું એ છેલ્લું લક્ષણ છે, શ્રેય કાર્યોમાં અનેક વિઘ્નો આવીને ખડા થાય છે તે વખતે નિર્બળ બનીને ક્રિયા છોડી દેવાય તો અમૂલ્ય લા-

ભથી વંચિત રહેવાય છે, માટે વિઘ્નો આવવા છતાં ધૈર્યને અવલંબીને શુભ ક્રિયાઓમાં પોતાનું સંપૂર્ણ વીર્ય ફેરવવું એમાંજ દુર્લભ એવા મનુષ્ય જન્મની સાર્થકતા છે,

---

## શ્રી નવપદજીની ઓલીની વિધિનો કાર્યક્રમ.

શરૂઆત કરનારે પ્રથમ આસો માસની ઓલીથી શરૂ કરવી. તીથી વધગટ ન હોયતો આસો સુદ ૭ અગર ચૈત્ર સુદ ૭ અને વધગટ હોય તો સુદ ૬ અગર સુદ ૮ થી શરૂ કરવી તે સુદ ૧૫ સુધી નવ આયંબીલ કરવાં અને સાડાચાર વર્ષ લાગટ નવ ઓલી અવશ્ય કરવી જોઇએ.

### નવે દીવસ કરવાની સામાન્ય આવશ્યક ક્રિયાઓ.

(૧) એક પ્રહર અથવા ચાર ઘડી રાત્રી બાકી હોય ત્યારે ઉઠી મંદ સ્વરે ઉપયોગથી રાઈ પ્રતીક્રમણ કરવું.
(૨) પદના ગુણની સંખ્યા પ્રમાણેના લોગસ્સનો કાઉસગ્ગ કરવો.
(૩) સૂર્યોદય લગભગ ટાઇમે પડિલેહણ કરવું.
(૪) આઠ થોયો વડે દેવવંદન કરવું.
(૫) સીદ્ધચક્રજીના યંત્રની વાસ ક્ષેપ વડે પુજા કરવી.
(૬) નવ જુદા જુદા દેરાસરે અગર નવ પ્રતિમાજી સન્મુખ નવ ચૈત્ય વંદન કરવાં.
(૭) ગુરૂવંદન કરી વ્યાખ્યાન શ્રવણ કરી પચ્ચખ્ખાણ કરવું.
(૮) નાહી શુદ્ધ થઇ જીનેશ્વરની સ્નાત્ર તથા અષ્ટ પ્રકારી પુજા કરવી.+

---

× પૂજા ભણાવી રહ્યા પછી આરતી મંગળ દીવો ઉતારી પ્રભુના ન્હવણ જળથી શાન્તિ કળશ ભણાવવો.

(૯) જે પદના જેટલા ગુણ હોય તેટલા સ્વસ્તિક કરવા અને તેના ઉપર ફૂલ નૈવેદ્ય યથાશક્તિ ચડાવવા.

(૧૦) બપોરનું આઠ થોઇએ દેવવંદન કરવું.

(૧૧) દરેક પદના ગુણો હોય તેટલી પ્રદક્ષિણા લઇ ખમાસમણાં દેવાં.

(૧૨) સ્વસ્થાનકે આવી પચ્ચખ્ખાણ પારી આયંબીલ કરવું.

(૧૩) આયંબીલ કર્યા પછી ત્યાંજ તીવીહારનું પચ્ચખ્ખાણ કરવું. પછી ચૈત્યવંદન કરી પાણી વાપરવું, ઠામ ચઉવીહાર કરનારને ચૈત્ય વંદન કરવાની જરૂર નથી.

(૧૪) સાંજે સૂર્યાસ્ત પહેલાં પડિલેહણ કરી આઠ થોઇએ દેવ વંદન કરવું.

(૧૫) દેરાસરે દર્શન કરી આરતિ મંગલ દીવો કરવો.

(૧૬) દેવસીય પ્રતિક્રમણ કરવું.

(૧૭) જે દીવસે જે પદની આરાધના હોય તેની વીસ નવકાર વાલી ગણવી.

(૧૮) રાત્રે શ્રીપાલ રાજાનો રાશ શ્રવણ કરવો.

(૧૯) એક પ્રહર રાત્રી વીત્યા બાદ સંથારાપોરિસિ સૂત્રની ગાથા ભણાવી સંથારે સુઇ રહેવું.

(૨૦) દરરોજનો વિધિ હંમેશાં સૂતા પહેલાં પુર્ણ કરી દેવો. ઉપર મુજબ નવે દીવસ ક્રિયા કરવાની છે હવે દરેક દિવસની વીશેષ સમજ નીચે મુજબ.

### પ્રથમ દિવસની વિધિ

પદ શ્રી અરિહંત પદ—　　વર્ણ શ્વેત એક ધાનનું આયંબીલ ચોખાનું કરવું,

કાઉસગ્ગ–બાર લોગસ્સ. નવકારવાલીનું પદ ૐ હ્રિં નમો અરિહંતાણું
સ્વસ્તિક–બાર પ્રદક્ષિણા તથા ખમાસમણાં બાર,
ખમાસમણાનો દુહો–અરિહંત પદ ધ્યાતો થકો, દવ્વહ ગુણ પજ્જાયરે.
ભેદ છેદ કરી આતમા, અરીહંત રૂપી થાય રે, વીર.

પ્રથમ અરિહંત પદના. બાર ગુણ.

૧ અશોકવૃક્ષપ્રાતિહાર્યસંયુતાય શ્રી અરિહંતાય નમઃ ॥
૨ પુષ્પવૃષ્ટિપ્રાતિહાર્યસંયુતાય શ્રીઅરિ૦ ॥
૩ દિવ્યધ્વનિપ્રાતિહાર્યસંયુતાય શ્રીઅરિ૦ ॥
૪ ચામરયુગપ્રાતિહાર્યસંયુતાય શ્રીઅરિ૦ ॥
૫ સ્વર્ણસિંહાસનપ્રાતિહાર્યસંયુતાય શ્રીઅરિ૦ ॥
૬ ભામંડલપ્રાતિહાર્યસંયુતાય શ્રીઅરિ૦ ॥
૭ દુંદુભિપ્રાતિહાર્યસંયુતાય શ્રીઅરિ૦ ॥
૮ છત્રત્રયપ્રાતિહાર્યસંયુતાય શ્રીઅરિ૦ ॥
૯ જ્ઞાનાતિશયસંયુતાય શ્રીઅરિ૦
૧૦ પૂજાતિશયસંયુતાય શ્રીઅરિ૦ ॥
૧૧ વચનાતિશયસંયુતાય શ્રીઅરિ૦ ॥
૧૨ અપાયાપગમાતિશયસંયુતાય શ્રીઅરિ૦ ॥

બીજા સિદ્ધપદના આઠ ગુણ.

૧ અનન્ત જ્ઞાન સંયુતાય શ્રીસિદ્ધાય નમઃ ॥
૨ અનન્ત દર્શન સંયુતાય શ્રીસિ૦ ॥
૩ અવ્યાબાધ ગુણ સંયુતાય શ્રીસિ૦ ॥
૪ અનન્ત ચારિત્ર ગુણ સંયુતાય શ્રીસિ૦ ॥
૫ અક્ષય સ્થિતિ ગુણ સંયુતાય શ્રીસિ૦ ॥

૬ અરુપી નિરંજન ગુણ સંયુતાય શ્રીસિ૦ ॥
૭ અગુરુલઘુ ગુણ સંયુતાય શ્રીસિ૦ ॥
૮ અનન્ત વીર્ય ગુણ સંયુતાય શ્રીસિ૦ ॥

---

### ત્રીજા આચાર્ય પદના ૩૬ ગુણ.

૧ પ્રતિરુપ ગુણ સંયુતાય શ્રી આચાર્યાય નમઃ ॥
૨ સૂર્યવત્તેજસ્વિ ગુણ સંયુતાય શ્રી આચા૦ ॥
૩ યુગપ્રધાનાગમ સંયુતાય શ્રી આચા૦ ॥
૪ મધુરવાક્ય ગુણ સંયુતાય શ્રી આચા૦ ॥
૫ ગાંભીર્ય ગુણ સંયુતાય શ્રી આચા૦ ॥
૬ ધૈર્ય ગુણ સંયુતાય શ્રી આચા૦ ॥
૭ ઉપદેશ ગુણ સંયુતાય શ્રી આચા૦ ॥
૮ અપરિશ્રાવી ગુણ સંયુતાય શ્રી આચા૦॥
૯ સૌમ્યપ્રકૃતિ ગુણ સંયુતાય શ્રી આચા૦॥
૧૦ શીલ ગુણ સંયુતાય શ્રી આચા૦॥
૧૧ અવિગ્રહ ગુણ સંયુતાય શ્રી આચા૦ ॥
૧૨ અવિકથક ગુણ સંયુતાય શ્રી આચા૦ ॥
૧૩ અચપલ ગુણ સંયુતાય શ્રી આચા૦॥
૧૪ પ્રસન્નવદન ગુણ સંયુતાય શ્રી આચા૦॥
૧૫ ક્ષમા ગુણ સંયુતાય શ્રી આચા૦॥
૧૬ રૂજુ ગુણ સંયુતાય શ્રી આચા૦ ॥
૧૭ મૃદુ ગુણ સંયુતાય શ્રી આચા૦ ॥
૧૮ સર્વ્વંગમુક્તિ ગુણ સંયુતાય શ્રી આચા૦ ॥
૧૯ દ્વાદશવિધ તપ ગુણ સંયુતાય શ્રી આચા૦ ॥

૨૦ સપ્તદશવિધ સંયમ ગુણ સંયુતાય શ્રી આચા૦ ॥
૨૧ સત્યવ્રત ગુણ સંયુતાય શ્રી આચા૦ ॥
૨૨ શૌચ ગુણ સંયુતાય શ્રી આચા૦ ॥
૨૩ અકિંચન ગુણ સંયુતાય શ્રી આચા૦ ॥
૨૪ બ્રહ્મચર્ય ગુણ સંયુતાય શ્રી આચા૦ ॥
૨૫ અનિત્ય ભાવના ભાવકાય શ્રી આચા૦ ॥
૨૬ આશરણ ભાવના ભાવકાય શ્રી આચા૦ ॥
૨૭ સંસારસ્વરૂપ ભાવના ભાવકાય શ્રી આચા૦ ॥
૨૮ એકત્વસ્વરૂપ ભાવના ભાવકાય શ્રી આચા૦
૨૯ અન્યત્વ ભાવના ભાવકાય શ્રી આચા૦ ॥
૩૦ અશુચિ ભાવના ભાવકાય શ્રી આચા૦ ॥
૩૧ આશ્રવ ભાવના ભાવકાય શ્રી આચા૦
૩૨ સંવર ભાવના ભાવકાય શ્રી આચા૦ ॥
૩૩ નિર્જરા ભાવના ભાવકાય શ્રી આચા૦
૩૪ લોકસ્વરૂપ ભાવના ભાવકાય શ્રી આચા૦ ॥
૩૫ બોધિદુર્લભ ભાવના ભાવકાય શ્રી આચા૦
૩૬ ધર્મદુર્લભ ભાવના ભાવકાય શ્રી આચા૦ ॥



ચોથા ઉપાધ્યાય પદના ૨૫ ગુણ

૧ શ્રી આચારાંગસૂત્ર પઠન ગુણ યુક્તાય શ્રી ઉપાધ્યાય નમઃ ॥
૨ શ્રી સુયગડાંગસુત્ર પઠન ગુણયુક્તાય શ્રી ઉપા૦ ॥
૩ શ્રી ઠાણુંગસૂત્ર પઠન ગુણયુક્તાય શ્રી ઉપા૦ ॥
૪ શ્રી સમવાયાંગસૂત્ર પઠન ગુણયુક્તાય શ્રી ઉપા૦ ॥
૫ શ્રી ભગવતીસૂત્ર પઠન ગુણયુક્તાય શ્રી ઉપા૦ ॥

૬ શ્રી જ્ઞાતાસૂત્ર પઠન ગુણયુક્તાય શ્રી ઉપા૦ ॥
૭ શ્રી ઉપાસકદશાસૂત્ર પઠન ગુણયુક્તાય શ્રી૦ ॥
૮ શ્રી અન્તગડશાસૂત્ર પઠન ગુણયુક્તાય શ્રી૦ ॥
૯ શ્રી અણુત્તરોવવાઇસૂત્ર પઠન ગુણયુક્તાય શ્રી૦ ॥
૧૦ શ્રી પ્રશ્નવ્યાકરણસૂત્ર પઠન ગુણયુક્તાય શ્રી૦ ॥
૧૧ શ્રી વિપાકસૂત્ર પઠન ગુણયુક્તાય શ્રી૦ ॥
૧૨ ઉત્પાદપૂર્વ પઠન ગુણયુક્તાય શ્રી૦ ॥
૧૩ આગ્રાયણીપૂર્વ પઠન ગુણયુક્તાય શ્રી૦ ॥
૧૪ વીર્યપ્રવાદપૂર્વ પઠન ગુણયુક્તાય શ્રી૦ ॥
૧૫ અસ્તિપ્રવાદપૂર્વ પઠન ગુણયુક્તાય શ્રી૦ ॥
૧૬ જ્ઞાનપ્રવાદપૂર્વ પઠન ગુણયુક્તાય શ્રી૦ ॥
૧૭ સત્યપ્રવાદપૂર્વ પઠન ગુણયુક્તાય શ્રી૦ ॥
૧૮ આત્મપ્રવાદપૂર્વ પઠન ગુણયુક્તાય શ્રી૦ ॥
૧૯ કર્મ્મપ્રવાદપૂર્વ પઠન ગુણયુક્તાય શ્રી૦ ॥
૨૦ પ્રત્યાખ્યાનપ્રવાદપૂર્વ પઠન ગુણયુક્તાય શ્રી૦ ॥
૨૧ વિદ્યાપ્રવાદપૂર્વ પઠન ગુણયુક્તાય શ્રી૦ ॥
૨૨ કલ્યાણપૂર્વ પઠન ગુણયુક્તાય શ્રી૦ ॥
૨૩ પ્રાણાવાયપૂર્વ પઠન ગુણયુક્તાય શ્રી૦ ॥
૨૪ ક્રિયાવિશાલપૂર્વ પઠન ગુણયુક્તાય શ્રી૦ ॥
૨૫ લોકબિંદુસારપૂર્વ પઠન ગુણયુક્તાય શ્રી૦ ॥

---

### પાંચમા સાધુપદના ૨૭ ગુણ.

૧ પ્રાણાતિપાત વિરમણવ્રત યુક્તાય શ્રી સાધવે નમઃ ॥
૨ મૃષાવાદ વિરમણવ્રત યુક્તાય શ્રી સાધવે૦ ॥
૩ અદત્તાદાન વિરમણવ્રત યુક્તાય શ્રી સાધવે૦ ॥

૪ મૈથુન વિરમણવ્રત યુક્તાય શ્રી સાધવે૦ ॥
૫ પરિગ્રહ વિરમણવ્રત યુક્તાય શ્રી સાધવે૦ ॥
૬ રાત્રિભોજન વિરમણવ્રત યુક્તાય શ્રી સાધવે૦ ॥
૭ પૃથ્વીકાય રક્ષકાય શ્રી સાધવે૦ ॥
૮ અપ્પકાય રક્ષકાય શ્રી સાધવે૦ ॥
૯ તેઊકાય રક્ષકાય શ્રી સાધવે૦ ॥
૧૦ વાઉકાય રક્ષકાય શ્રી સાધવે૦ ॥
૧૧ વનસ્પતિકાય રક્ષકાય શ્રી સાધવે૦ ॥
૧૨ ત્રસકાય રક્ષકાય શ્રી સાધવે૦ ॥
૧૩ એકેંદ્રી જીવ રક્ષકાય શ્રી સાધવે૦ ॥
૧૪ બેરિંદ્રી જીવ રક્ષકાય શ્રી સાધવે૦ ॥
૧૫ તેઇંદ્રી જીવ રક્ષકાય શ્રી સાધવે૦ ॥
૧૬ ચૌરિંદ્રી જીવ રક્ષકાય શ્રી સાધવે૦ ॥
૧૭ પંચેદ્રી જીવ રક્ષકાય શ્રી સાધવે૦ ॥
૧૮ લોભનિગ્રહ કારકાય શ્રી સાધવે૦ ॥
૧૯ ક્ષમાગુણ યુક્તાય શ્રી સાધવે૦ ॥
૨૦ શુભભાવના ભાવકાય શ્રી સાધવે૦ ॥
૨૧ પ્રતિલેખનાદિ ક્રિયા શુદ્ધકારકાય શ્રી સાધવે૦ ॥
૨૨ સંયમયોગ યુક્તાય શ્રી સાધવે૦ ॥
૨૩ મનોગુપ્તિ યુક્તાય શ્રી સાધવે૦ ॥
૨૪ વચનગુપ્તિ યુક્તાય શ્રી સાધવે૦ ॥
૨૫ કાયગુપ્તિ યુક્તાય શ્રી સાધવે૦ ॥
૨૬ શીતાદિ દ્વાવિંશત્તિ પરીસહ સહન તત્પરાય૦ ॥ શ્રી૦ ॥
૨૭ મરણાંત ઉપસર્ગ સહન તત્પરાય શ્રી સાધવે નમઃ ॥

## છઠ્ઠા દર્શન પદના ૬૭ ગુણ.

૧ પરમાર્થસંસ્તવરૂપ શ્રી સદ્દર્શનાય નમઃ ॥
૨ પરમાર્થજ્ઞાતૃસેવનરૂપ સદ્દર્શનાય નમઃ ॥
૩ વ્યાપન્નદર્શનવર્જનરૂપ સદ્દર્શનાય નમઃ ॥
૪ કુદર્શનવર્જનરૂપ સદ્દર્શનાય નમઃ ॥
૫ શુશ્રૂષારૂપ સદ્દર્શનાય નમઃ ॥
૬ ધર્મરાગરૂપ સદ્દર્શનાય નમઃ ॥
૭ વૈયાવૃત્ત્યરૂપ સદ્દર્શનાય નમઃ ॥
૮ અર્હદ્વિનયરૂપ સદ્દર્શનાય નમઃ ॥
૯ સિદ્ધ વિનયરૂપ સદ્દર્શનાય નમઃ ॥
૧૦ ચૈત્ય વિનયરૂપ સદ્દર્શનાય નમઃ ॥
૧૧ શ્રુત વિનયરૂપ સદ્દર્શનાય નમઃ ॥
૧૨ ધર્મ વિનયરૂપ સદ્દર્શનાય નમઃ ॥
૧૩ સાધુવર્ગ વિનયરૂપ સદ્દર્શનાય નમઃ ॥
૧૪ આચાર્ય વિનયરૂપ સદ્દર્શનાય નમઃ ॥
૧૫ ઉપાધ્યાય વિનયરૂપ સદ્દર્શનાય નમઃ ॥
૧૬ પ્રવચન વિનયરૂપ સદ્દર્શનાય નમઃ ॥
૧૭ દર્શન વિનયરૂપ સદ્દર્શનાય નમઃ ॥
૧૮ સંસારે જિનસારમિતિ ચિંતનરૂપ સદ્દર્શનાય નમઃ ॥
૧૯ સંસારે જિનમતિસારમિતિ ચિંતનરૂપ સદ૦ ॥
૨૦ સંસારે જિનમતિસ્થિતિ સાધ્વાદિસારમિતિ ચિંતનરૂપ સદ્દર્શનાય નમઃ ॥
૨૧ શંકા દૂષણ રહિતાય સદ્દર્શનાય નમઃ ॥

૨૩ વિચિકિત્સા દૂષણ રહિતાય સ૦ ॥
૨૪ કુદૃષ્ટિપ્રશંસા દૂષણ રહિતાય સ૦ ॥
૨૫ તત્પરિચય દૂષણ રહિતાય સ૦ ॥
૨૬ પ્રવચન પ્રભાવકરૂપ સ૦ ॥
૨૭ ધર્મકથા પ્રભાવકરૂપ સ૦ ॥
૨૮ વાદિ પ્રભાવકરૂપ સ૦ ॥
૨૯ નૈમિત્તક પ્રભાવકરૂપ સ૦ ॥
૩૦ તપસ્વિ પ્રભાવકરૂપ સ૦ ॥
૩૧ પ્રજ્ઞપ્ત્યાદિવિદ્યાભૃત્પ્રભાવકરૂપ સ૦ ॥
૩૨ ચૂર્ણાંજનાદિસિદ્ધપ્રભાવકરૂપ સ૦ ॥
૩૩ કવિપ્રભાવકરૂપ સ૦ ॥
૩૪ જિનશાસને કૌશલ ભૂષણરૂપ સ૦ ॥
૩૫ પ્રભાવના ભૂષણરૂપ સ૦ ॥
૩૬ તીર્થસેવા ભૂષણરૂપ સ૦ ॥
૩૭ ધૈર્ય ભૂષણરૂપ સ૦ ॥
૩૮ જિનશાસને ભક્તિ ભૂષણરૂપ સ૦ ॥
૩૯ ઉપશમ ગુણરૂપ શ્રી સ૦ ॥
૪૦ સંવેગ ગુણરૂપ શ્રી સ૦ ॥
૪૧ નિર્વેદ ગુણરૂપ શ્રી સ૦ ॥
૪૨ અનુકંપા ગુણરૂપ શ્રી સ૦ ॥
૪૩ આસ્તિક્ય ગુણરૂપ શ્રી સ૦ ॥
૪૪ પરતીર્થકાદિ વંદન વર્જનરૂપ શ્રી સ૦ ॥
૪૫ પરતીર્થકાદિ નમસ્કાર વર્જનરૂપ સ૦ ॥
૪૬ પરતીર્થકાદિ આલાપ વર્જનરૂપ શ્રી સ૦ ॥

૪૭ પરતીર્થકાદિ સંલાપ વર્જનરૂપ શ્રી સ૦ ॥
૪૮ પરતીર્થકાદિ અશનાદિ દાનવર્જનરૂપ શ્રી સ૦ ॥
૪૯ પરતીર્થકાદિ ગંધપુષ્પાદિ પ્રેષણ વર્જન રૂપ શ્રી સ૦ ॥
૫૦ રાજાભિયોગાકાર યુક્ત શ્રી સ૦ ॥
૫૧ ગણાભિયોગાકાર યુક્ત શ્રી સ૦ ॥
૫૨ બલાભિયોગાકાર યુક્ત શ્રી સ૦ ॥
૫૩ સુરાભિયોગાકાર યુકત શ્રી સ૦ ॥
૫૪ કાંતારવૃત્ત્યાકાર યુક્ત શ્રી સ૦ ॥
૫૫ ગૃરૂનિગ્રહાકાર યુક્ત શ્રી૦ ॥
૫૬ સમ્યકત્વં ચારિત્રધર્મસ્ય મૂલમિતિ ચિંતનરૂપ શ્રી સ૦ ॥
૫૭ સમ્યકત્વં ધર્મપુરસ્ય દ્વારમિતિ ચિં૦ શ્રી સ૦ ॥
૫૮ સમ્યકત્વં ધર્મસ્ય પ્રતિષ્ઠાનમિતિ ચિં૦ શ્રી સ૦ ॥
૫૯ સમ્યકત્વં ધર્મસ્યાધારમિતિ ચિં૦ શ્રી સ૦ ॥
૬૦ સમ્યકત્વં ધર્મસ્ય ભાજનમિતિ ચિં૦ શ્રી સ૦ ॥
૬૧ સમ્યકત્વં ધર્મસ્ય નિધિસંનિભમિતિ ચિં શ્રી૦ ॥
૬૨ અસ્તિ જીવેતિ શ્રદ્ધાનસ્થાન યુક્ત શ્રી૦ ॥
૬૩ સ ચ જીવો નિત્યેતિ શ્રદ્ધાન સ્થાન યુક્ત શ્રી૦ ॥
૬૪ સ ચ જીવઃ કર્મ્માણિ કરોતીતિ શ્રદ્ધાન સ્થાન યુક્ત શ્રી સ૦ ॥
૬૫ સ ચ જીવઃ કૃત કર્મ્માણિ વેદયતીતિ શ્રદ્ધાન સ્થાન યુક્ત શ્રી સ૦ ॥
૬૬ જીવસ્યાતિ નિર્માણમિતિ શ્રદ્ધાન સ્થાન યુક્ત શ્રીસદ્દર્શનાય નમઃ ॥
૬૭ અસ્તિ પૂનર્મોક્ષોપાયેતિ શ્રદ્ધાન સ્થાન યુકત શ્રીસદ્દર્શનાયનમઃ॥

## સાતમા જ્ઞાનપદના ૫૧ ગુણ.

૧ સ્પર્શનેંદ્રી વ્યંજનાવગ્રહ મતિજ્ઞાનાય નમઃ ।।
૨ રસનેંદ્રી વ્યંજનાવગ્રહ મતિજ્ઞાનાય નમઃ ।।
૩ ઘ્રાણેંદ્રી વ્યંજનાવગ્રહ મતિજ્ઞાનાય નમઃ ।।
૪ શ્રોત્રેંદ્રી વ્યંજનાવગ્રહ મતિજ્ઞાનાય નમઃ ।।
૫ સ્પર્શનેંદ્રી અર્થાવગ્રહ મતિજ્ઞાનાય નમઃ ।।
૬ રસનેંદ્રી અર્થાવગ્રહ મતિજ્ઞાનાય નમઃ ।।
૭ ઘ્રાણેંદ્રી અર્થાવગ્રહ મતિજ્ઞાનાય નમઃ ।।
૮ ચક્ષુરિંદ્રી અર્થાવગ્રહ મતિજ્ઞાનાય નમઃ ।।
૯ શ્રોત્રેંદ્રી અર્થાવગ્રહ માતજ્ઞાનાય નમઃ ।।
૧૦ મનાર્થવગ્રહ મતિજ્ઞાનાય નમઃ ।।
૧૧ સ્પર્શનેંદ્રી ઈહા મતિજ્ઞાનાય નમઃ ।।
૧૨ રસનેંદ્રી ઈહા મતિજ્ઞાનાય નમઃ ।।
૧૩ ઘ્રાણેંદ્રી ઈહા મતિજ્ઞાનાય નમઃ ।।
૧૪ ચક્ષુરિંદ્રી ઇહા મતિજ્ઞાનાય નમઃ ।।
૧૫ શ્રોત્રેંદ્રી ઇહા મતિજ્ઞાનાય નમઃ ।।
૧૬ મન ઇહા મતિજ્ઞાનાય નનઃ ।।
૧૭ સ્પર્શનેંદ્રી અપાય મતિજ્ઞાનાય નમઃ
૧૮ રસનેંદ્રી અપાય મતિજ્ઞાનાય નમઃ ।.
૧૯ ઘ્રાણેંદ્રી અપાય મતિજ્ઞાનાય નમઃ ।।
૨૦ ચક્ષુરિંદ્રી અપાય મતિજ્ઞાનાય નમઃ ।।
૨૧ શ્રોત્રેંદ્રી અપાય મતિજ્ઞાનાય નમઃ ।।
૨૨ મન અપાય મતિજ્ઞાનાય નમઃ ।।
૨૩ સ્પર્શનેંદ્રી ધારણા મતિજ્ઞાનાય નમઃ ।।

૨૪ રસનેંદ્રી ધારણા મતિજ્ઞાનાય નમઃ ॥
૨૫ ઘ્રાણેંદ્રી ધારણા મતિજ્ઞાનાય નમઃ ॥
૨૬ ચક્ષુરિંદ્રી ધારણા મતિજ્ઞાનાય નમઃ ॥
૨૭ શ્રોત્રેંદ્રી ધારણા મતિજ્ઞાનાય નમઃ ॥
૨૮ મનો ધારણા મતિજ્ઞાનાય નમઃ ॥
૨૯ અક્ષર શ્રુતજ્ઞાનાય નમઃ ॥
૩૦ અનક્ષર શ્રુતજ્ઞાનાય નમઃ ॥
૩૧ સંજ્ઞી શ્રુતજ્ઞાનાય નમઃ ॥
૩૨ અસંજ્ઞી શ્રુતજ્ઞાનાય નમઃ ॥
૩૩ સમ્યક્ શ્રુતજ્ઞાનાય નમઃ ॥
૩૪ મિથ્યા શ્રુતજ્ઞાનાય નમઃ ॥
૩૫ સાદિ શ્રુતજ્ઞાનાય નમઃ ॥
૩૬ અનાદિ શ્રુતજ્ઞાનાય નમઃ ॥
૩૭ સપર્યવસિત શ્રુતજ્ઞાનાય નમઃ ॥
૩૮ અપર્યવસિત શ્રુતજ્ઞાનાય નમઃ ॥
૩૯ ગમિક શ્રુતજ્ઞાનાય નમઃ ॥
૪૦ અગમિક શ્રુતજ્ઞાનાય નમઃ ॥
૪૧ અંગપ્રવિષ્ટ શ્રુતજ્ઞાનાય નમઃ ॥
૪૨ અનંગપ્રવિષ્ટ શ્રુતજ્ઞાનાય નમઃ ॥
૪૩ અનુગામિ અવધિજ્ઞાનાય નમઃ ॥
૪૪ અનનુગામિ અવધિજ્ઞાનાય નમઃ ॥
૪૫ વર્દ્ધમાન અવધિજ્ઞાનાય નમઃ ॥
૪૬ હીયમાન અવધિજ્ઞાનાય નમઃ ॥
૪૭ પ્રતિપાતી અવધિજ્ઞાનાય નમઃ ॥

૪૮ અપ્રતિપાતિ અવધિજ્ઞાનાય નમઃ ॥
૪૯ ઋજુમતિ મનઃપર્યવજ્ઞાનાય નમઃ ॥
૫૦ વિપુલમતિ મનઃપર્યવજ્ઞાનાય નમઃ ॥
૫૧ લોકાલોકપ્રકાશક શ્રી કેવલજ્ઞાનાય નમઃ ॥



## આઠમા ચારિત્ર પદના ૭૦ ગુણ.

૧ પ્રાણાતિપાત વિરમણરૂપ ચારિત્રાય નમઃ ॥
૨ મૃષાવાદ વિરમણરૂપ ચારિત્રાય નમઃ ॥
૩ અદત્તાદાન વિરમણરૂપ ચારિત્રાય નમઃ ॥
૪ મૈથુન વિરમણરૂપ ચારિ૦ ॥
૫ પરિગ્રહ વિરમણરૂપ ચારિ૦ ॥
૬ ક્ષમા ધર્મ્મરૂપ ચારિત્રેભ્યો નમઃ ॥
૭ આર્જવ ધર્મ્મરૂપ ચારિ૦ ॥
૮ મૃદુતા ધર્મ્મરૂપ ચારિ૦ ॥
૯ મુક્તિ ધર્મ્મરૂપ ચારિ૦ ॥
૧૦ તપો ધર્મરૂપ ચારિ૦ ॥
૧૧ સંયમ ધર્મરૂપ ચારિ૦ ॥
૧૨ સત્ય ધર્મરૂપ ચારિ૦ ॥
૧૩ શૌચ ધર્મ્મરૂપ ચારિ૦ ॥
૧૪ અકિંચન ધર્મરૂપ ચારિ૦ ॥
૧૫ બ્રહ્મચર્ય ધર્મ્મરૂપ ચારિ૦ ॥
૧૬ પૃથિવી રક્ષાસંયમ ચારિ૦ ॥
૧૭ ઉદક રક્ષાસંયમ ચારિ૦ ॥
૧૮ તેઉ રક્ષાસંયમ ચારિ૦ ॥

૧૯ વાઉ રક્ષાસંયમ ચારિ૦ ॥
૨૦ વનસ્પતિ રક્ષાસંયમ ચારિ૦ ॥
૨૧ બેરિંદ્રી રક્ષાસંયમ ચારિ૦ ॥
૨૨ તેરિંદ્રી રક્ષાસંયમ ચારિ૦ ॥
૨૩ ચૌરિંદ્રી રક્ષાસંયમ ચારિ૦ ॥
૨૪ પંચેંદ્રી રક્ષાસંયમ ચારિ૦ ॥
૨૫ અજીવ રક્ષાસંયમ ચારિ૦ ॥
૨૬ પ્રેક્ષા સંયમ ચારિ૦ ॥
૨૭ ઉપેક્ષા સંયમ ચારિ૦ ॥
૨૮ અતિરિક્ત વસ્ત્ર ભક્તાદિ પરઠણ ત્યાગરૂપ સં૦ ॥
૨૯ પ્રમાર્જનરૂપ સંયમ ચારિ૦ ॥
૩૦ મનઃ સંયમ ચારિ૦ ॥
૩૧ વાક્ સંયમ ચારિ૦ ॥
૩૨ કાયા સંયમ ચારિ૦ ॥
૩૩ આચાર્ય વૈયાવૃત્યરૂપ સંયમ ચારિ૦ ॥
૩૪ ઉપાધ્યાય વૈયાવૃત્યરૂપ સંયમ ચારિ૦ ॥
૩૫ તપસ્વિ વૈયાવૃત્યરૂપ સંયમ ચારિ૦ ॥
૩૬ લઘુશિષ્યાદિ વૈયાવૃત્યરૂપ ચારિ૦ ॥
૩૭ ગ્લાનસાધુ વૈયાવૃત્યરૂપ ચારિ૦ ॥
૩૮ સાધુ વૈયાવૃત્યરૂપ ચારિ૦ ॥
૩૯ શ્રમણોપાસક વૈયાવૃત્યરૂપ ચારિ૦ ॥
૪૦ સંઘ વૈયાવૃત્યરૂપ ચારિ૦ ॥
૪૧ કુલ વૈયાવૃત્યરૂપ ચારિ૦ ॥
૪૨ ગણ વૈયાવૃત્યરૂપ ચારિ૦ ॥

૪૩ પશુ પંડગાદિ રહિત વસતિ વસન બ્રહ્મગુપ્તિ ચારિ૦ ॥
૪૪ સ્ત્રી હાસ્યાદિ વિકથા વર્જન બ્રહ્મગુપ્તિ ચારિ૦ ॥
૪૫ સ્ત્રી આસન વર્જન બ્રહ્મગુપ્તિ ચારિ૦ ॥
૪૬ સ્ત્રી અંગોપાંગ નિરીક્ષણ વર્જન બ્રહ્મ૦ ॥
૪૭ કુડયંતર સ્થિત સ્ત્રી હાવભાવ સુણન વર્જન બ્રહ્મ૦ ॥
૪૮ પૂર્વ સ્ત્રીસંભોગ ચિંતન વર્જન બ્રહ્મ૦ ॥
૪૯ અતિ સરસ આહાર વર્જન બ્રહ્મ૦ ॥
૫૦ અતિઆહાર કરણ વર્જન બ્રહ્મ૦ ॥
૫૧ અંગ વિભૂષા વર્જન બ્રહ્મ૦ ॥
૫૨ અનશન તપોરૂપ ચારિ૦ ॥
૫૩ ઉનોદરી તપોરૂપ ચારિ૦ ॥
૫૪ વૃત્તિસંક્ષેપ તપોરૂપ ચારિ૦ ॥
૫૫ રસત્યાગ તપોરૂપ ચારિ૦ ॥
૫૬ કાયક્લેશ તપોરૂપ ચારિ૦ ॥
૫૭ સંલેખણા તપોરૂપ ચારિ૦ ॥
૫૮ પ્રાયશ્ચિત્ત તપોરૂપ ચારિ૦
૫૯ વિનય તપોરૂપ ચારિ૦ ॥
૬૦ વૈયાવચ્ચ તપોરૂપ ચારિ૦ ॥
૬૧ સજ્ઝાય તપોરૂપ ચારિ૦ ॥
૬૨ ધ્યાન તપોરૂપ ચારિ૦ ॥
૬૩ કાયોત્સર્ગ તપોરૂપ ચારિ૦ ॥
૬૪ અનંતજ્ઞાન સંયુક્ત ચારિ૦ ॥
૬૫ અનંતદર્શન સંયુક્ત ચારિ૦ ॥
૬૬ અનંતચારિત્ર સંયુક્ત ચારિ૦ ॥

૬૭ ક્રોધ નિગ્રહ કરણ ચારિ૦ ॥
૬૮ માન નિગ્રહ કરણ ચારિ૦ ॥
૬૯ માયા નિગ્રહ કરણ ચારિ૦ ॥
૭૦ લોભ નિગ્રહ કરણ ચારિ૦ ॥

---

નવમા તપ પદના ૫૦ ગુણ.

૧ યાવત્કથક તપસે નમઃ ॥
૨ ઇત્વર તપભેદ તપસે નમઃ ॥
૩ બાહ્ય ઉનોદરી તપભેદ તપસે નમઃ ॥
૪ અભ્યંતર ઉનોદરી તપભેદ તપસે નમઃ ॥
૫ દ્રવ્યતપ વૃત્તિસંક્ષેપ તપભેદ તપસે નમઃ ॥
૬ ક્ષેત્રતપ વૃત્તિસંક્ષેપ તપભેદ તપસે નમઃ ॥
૭ કાલતપ વૃત્તિસંક્ષેપ તપભેદ તપસે નમઃ ॥
૮ ભાવતપ વૃત્તિસંક્ષેપ તપભેદ તપસે નમઃ ॥
૯ કાયક્લેશ તપસે નમઃ ॥
૧૦ રસત્યાગ તપસે નમઃ ॥
૧૧ ઇંદ્રી કષાય યોગ વિષયક સંલીનતા તપસે૦ ॥
૧૨ સ્ત્રી પશુ પંડકાદિ વર્જિતસ્થાન અવસ્થિત તપ૦ ॥
૧૩ આલોયણ પ્રાયશ્ચિત્ત તપસે નમઃ ॥
૧૪ પડિક્કમણ પ્રાયશ્ચિત્ત તપસે નમઃ ॥
૧૫ મિશ્ર પ્રાયશ્ચિત્ત તપસે નમઃ ॥
૧૬ વિવેક પ્રાયશ્ચિત્ત તપસે નમઃ ॥
૧૭ કાયોત્સર્ગ પ્રાયશ્ચિત્ત તપસે નમઃ ॥
૧૮ તપ પ્રાયશ્ચિત્ત તપસે નમઃ ॥

૧૯ છેદ પ્રાયશ્ચિત્ત તપસે નમઃ ॥
૨૦ મૂલ પ્રાયશ્ચિત્ત તપસે નમઃ ॥
૨૧ અનવસ્થિત પ્રાયશ્ચિત્ત તપસે નમઃ ॥
૨૨ પારંચિય પ્રાયશ્ચિત તપસે નમઃ ॥
૨૩ જ્ઞાન વિનયરૂપ તપસે નમઃ ॥
૨૪ દર્શન વિનયરૂપ તપસે નમઃ ॥
૨૫ ચારિત્ર વિનયરૂપ તપસે નમઃ ॥
૨૬ મન વિનયરૂપ તપસે નમઃ ॥
૨૭ વચન વિનયરૂપ તપસે નમઃ ॥
૨૮ કાય વિનયરૂપ તપસે નમઃ ॥
૨૯ ઉપચાર વિનયરૂપ તપસે નમઃ ॥
૩૦ આચાર્ય વૈયાવચ્ચ તપસે નમઃ ॥
૩૧ ઉપાધ્યાય વૈયાવચ્ચ તપસે નમઃ ॥
૩૨ સાધુ વૈયાવચ્ચ તપસે નમઃ ॥
૩૩ તપસ્વી વૈયાવચ્ચ તપસે નમઃ ॥
૩૪ લઘુ શિષ્યાદિ વૈયાવચ્ચ તપસે નમઃ ॥
૩૫ ગ્લાનસાધુ વૈયાવચ્ચ તપસે નમઃ ॥
૩૬ શ્રમણોપાસક વૈયાવચ્ચ તપસે નમઃ ॥
૩૭ સંઘ વૈયાવચ્ચ તપસે નમઃ ॥
૩૮ કુલ વૈયાવચ્ચ તપસે નમઃ ॥
૩૯ ગણ વૈયાવચ્ચ તપસે નમઃ ॥
૪૦ વાયણા તપસે નમઃ ॥
૪૧ પૃચ્છના તપસે નમઃ ॥
૪૨ પરાવર્ત્તના તપસે નમઃ ॥

૪૩ અનુપ્રેક્ષા તપસે નમઃ ।।
૪૪ ધર્મ્મકથા તપસે નમઃ ।।
૪૫ આર્ત્તધ્યાન નિવૃત્ત તપસે નમઃ ।।
૪૬ રૌદ્રધ્યાન નિવૃત્ત તપસે નમઃ ।।
૪૭ ધર્મધ્યાન ચિંતન તપસે નમઃ ।।
૪૮ શુકલધ્યાન ચિંતન તપસે નમઃ ।।
૪૯ બાહ્ય કાયોત્સર્ગ તપસે નમઃ ।।
૫૦ અભ્યંતર કાયોત્સર્ગ તપસે નમઃ ।।

## બીજા દીવસની વિધિ.

પદ શ્રી સીદ્ધપદ — વર્ણ—લાલ—એક ધાનનું આયંબીલ ઘઉંનું કરવું.

કાઉસગ્ગ—આઠ લોગસ્સ — નવકારવાલી વીસતેનું પદ. ૐ હ્રિં નમો સિદ્ધાણં

સ્વસ્તિક આઠ — પ્રદક્ષિણા તથા ખમાસમણાં આઠ

ખમાસમણાનો દુહો — રૂપાતિતસ્વભાવ જે, કેવલ દંસણ નાણીરે,
તે ધ્યાતા નિજ આતમા, હોવે સિદ્ધ
ગુણ ખાણીરે—વીર.

## ત્રીજો દિવસ.

પદ—શ્રી આચાર્યપદ વર્ણ—પીલો—એક ધાન ચણાનું આયંબીલ

નવકારવાલીવીસ—ૐ હ્રીં નમો આયરિયાણં, કાઉસ્સગ્ગ ૩૬ લોગસ્સ સ્વસ્તિક ૩૬ છત્રીસ પ્રદક્ષિણા તથા ખમાસમણાં ૩૬ છત્રીશ

ખમાસમણનો દુહો—ધ્યાતા આચારજ ભલા, મહામંત્ર શુભ ધ્યાનીરે
પંચ પ્રસ્થાને આતમા, આચારજ હોય
પ્રાણીરે. વીર.

આચાર્ય પદના ૩૬ ગુણ.

ચોથો દીવસ.

પદ—શ્રી ઉપાધ્યાય પદ વર્ણ લીલો—એક ધાનનું મગનું આયંબીલ

નવકારવાલીવીસ—ૐ હ્રિં નમો ઉવજ્ઝાયાણું—કાઉસ્સગ્ગ—૨૫

લોગસ્સ સ્વસ્વિક—૨૫—પ્રદક્ષિણા તથા ખમાસમણાં—૨૫ પચીસ

ખમાસમણનો દુહો—તપ સઝાયે રત સદા, દ્વાદશ અંગનો ધ્યાતારે

ઉપાધ્યાય તે આતમા, જગબંધવ જગભ્રાતારે. વીર.

ઉપાધ્યાય પદના ૨૫ ગુણ.

પાંચમો દીવસ.

પદ—શ્રી સાધુપદ—વર્ણ કાલો આયંબીલ અડદનું એક ધાનનું

નવકારવાલીવીસ—ૐ હ્રિં નમો—સ૦વસાહૂણં—કાઉસ્સગ્ગ—૨૭

લોગસ્સ સ્વસ્તિક—૨૭ સત્તાવીસ—પ્રદક્ષિણા તથા ખમાસમણાં—૨૭ સત્તાવીશ,

ખમાસમણનો દુહો—અપ્રમત્ત જે નીત રહે, નવી હરખે નવી શોચેરે,

સાધુ સુધા તે આતમા, શું મુંડે શું લોચેરે—વીર.

સાધુ પદના ૨૭ ગુણ.

છઠ્ઠો દીવસ.

પદ—શ્રી દર્શન પદ—વર્ણ—સફેદ—આયંબીલ એક ધાન ચોખાનું

નવકારવાલીવીસ—ૐ હ્રિં નમો દંસણસ્સ કાઉસ્સગ્ગ ૬૭

લોગસ્સ—સ્વસ્તિક—૬૭ સડસઠ પ્રદક્ષિણા તથા ખમાસમણાં ૬૭ સડસઠ

ખમાસમણનો દુહો....શમસંવેગાદિક ગુણા, ક્ષય ઉપશમે જે આવેરે.

દર્શન તેહીજ આતમા, શું હોય નામ ધરાવેરે. વીર.

દર્શન પદના–૬૭ ભેદ.

સાતમો દિવસ.

પદ–શ્રી જ્ઞાનપદ વર્ણ–સફેદ. આયંબીલ એક ધાન ચોખાનું.
નવકારવાલીવીસ ૐ હ્રિં નમો નાણસ્સ કાઉસ્સગ્ગ–૫૧ લોગસ્સ સ્વસ્તિક–૫૧ એકાવન. પ્રદક્ષિણા તથા ખમાસમણાં. ૫૧
ખમાસમણનો દુહો—જ્ઞાનાવરણીય જે કર્મ છે, ક્ષય ઉપશમ તસ થાયરે.
તો હુએ એહીજ આતમા, જ્ઞાન અબોધતા જાયરે. વીર.

શ્રી જ્ઞાન પદના ૫૧ ભેદ,

આઠમો દિવસ.

પદ–શ્રી ચારીત્રપદ–વર્ણ સફેદ આયંબીલ એક ધાન ચોખાનું.
નવકારવાલીવીસ. ૐ હ્રિં નમો ચારિતસ્સ કાઉસ્સગ્ગ–૭૦ લોગસ્સ સ્વસ્તિક–૭૦ સીતેર પ્રદક્ષિણા તથા ખમાસમણાં ૭૦ સીતેર
ખમાસમણનો દુહો–જાણ ચારીત્ર તેઆતમા, નીજસ્વભાવમાં રમતોરે.
લેશ્યા શુદ્ધ અલં કર્યો, મોહ વને નવી ભમતોરે.
વીર.

શ્રી ચારીત્ર પદના સીતેર ભેદ

નવમો દિવસ.

પદ–શ્રીતપ પદ–વર્ણ સફેદ. આયંબીલ એક ધાન ચોખાનું.
નવકારવાધીલીસ–ૐ હ્રિં નમો તવસ્સ કાઉસ્સગ્ગ–૫૦ લોગસ્સ સ્વસ્તિક પચાસ પ્રદક્ષિણા તથા ખમાસમણાં ૫૦ પચાસ
ખમાસમણનો દુહો—ઇચ્છારોધે સંવરી, પરીણતી સમતા યોગેરે
તપ તે એહીજ આતમા, વર્તે નીજ ગુણ ભોગેરે.
વીર જીણેસર ઉપદીશે, સાંભળજો ચિત્તલાઇરે,
આતમ ધ્યાને આતમા, રૂદ્ધિ મલે સવી આઇરે.
વીર.

### શ્રી તપપદના પચાસ ભેદ.

છેલ્લે દિવસે વિશેષમાં નવપદજી મહારાજની વિસ્તારથી પૂજા ભણાવવી તથા ફળ ફુલ નૈવેદ્ય વિગેરે વિશેષ ચઢાવવા. નવપદ મંડલની રચના કરવી. રાત્રિ જાગરણ કરવું. શ્રીપાલરાજાનો રાસ પૂર્ણ કરવો.

પ્રકારાંતરે નીચે જણાવેલા નવ દુહાવડે પણ ખમાસમણા દઇ શકાય છે.

પરમ પંચ પરમેષ્ટીમાં, પરમેશ્વર ભગવાન;<br>
ચાર નિક્ષેપે ધ્યાઇએ, નમો નમો જિનભાણ. ૧<br>
અષ્ટ કર્મમળ ક્ષય કરી, ભયે સિદ્ધ નમો તાસ;<br>
ભાવામય ઔષધ સમી, અમૃત દૃષ્ટિ જાસ, ૨<br>
છત્રીશ છત્રીશી ગુણે, યુગપ્રધાન મુનીંદ;<br>
જિનમત પરમત જાણતા, નમો નમો સુરીંદ. ૩<br>
બોધ સૂક્ષ્મ વિણ જીવને, ન હોય તત્ત્વ પ્રતીત,<br>
ભણે ભણાવે શિષ્યને, જય જય પાઠક ગીત. ૪<br>
સ્યાદ્વાદ ગુણ પરિણમ્યો, રમતા સમતા સંગ;<br>
સાધે શુદ્ધાનંદતા, નમો સાધુ શુભ રંગ. ૫<br>
લોકાલોકના ભાવ જે, કેવળી ભાષિત જેહ;<br>
સત્ય કરી અવધારતો, નમો નમો દર્શન તેહ. ૬<br>
અધ્યાતમ જ્ઞાને કરી, વિઘટે ભવ ભ્રમ ભીતિ,<br>
સત્ય ધર્મ તે જ્ઞાન છે, નમો નમો જ્ઞાનની રીત. ૭<br>
રત્નત્રયી વિણ સાધના, નિષ્ફળ કહી સદીવ;<br>
આવશ્યકનું નિધાન છે, જય જય સંયમ જીવ, ૮<br>
કર્મ તપાવે ચીકણાં, ભાવ મંગળ તપ જાણ,<br>
પચાસ લબ્ધિ ઉપજે, જય જય તપ ગુણ ખાણ. ૯

## પારણાના દિવસનો વિધિ.

પારણાના દિવસે. ઓછામાં ઓછું બીયાસણાનું પચ્ચખ્ખાણ કરવું હંમેશ મુજબ. પ્રતિક્રમણ પડિલેહણ દેવવંદન વાસક્ષેપ પુજા ગુરૂવંદન ઇત્યાદિક કરી નાહી શુદ્ધ થઇ સ્નાત્ર તથા સત્તરભેદી પુજા ભણાવવી, તે દીવસે કાઉસ્ગ્ગ સ્વસિતક પ્રદક્ષિણા તથા ખમાસમણાં નવ નવ કરવાં—ૐ હ્રીં શ્રી વિમલેશ્વર ચક્રેશ્વરી પૂજિતાય શ્રી સિદ્ધ ચક્રાય નમઃ એ પદની વીસ નવકારવાળી ગણવી.

---

## નવપદ મંડળની રચનાનો વિધિ.

પાંચ વર્ણના શાલિ પ્રમુખ ધાન્ય એકઠા કરી સિદ્ધ ચક્રના મંડળની રચના કરવી. અરિહંતાદિક નવે પદોને વિષે શ્રીફળના ગોળાઓ મૂકવા. બીજોરા, ખારેક, દાડિમ, નારંગી, સોપારી ઇત્યાદિ ફળ ગોઠવીને મૂકવા. નવ ગ્રહ અને દશ દિક્પાળની રચના કરવી, મંડળ જેમ બને તેમ સુશોભિત થાય તેવી રીતે સોના રૂપાના વરખથી તથા ધ્વજાઓ વિગેરેથી શણગારી આકર્ષક બનાવવું. રચનાની વિશેષ ગોઠવણી તેના જાણકાર પાસેથી શીખી લેવી.

## કાઉસગ્ગ કરવાનો વિધિ.

ખમાસમણ દેઇ ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્ ( જે દીવસે જે પદ હોય તે ) આરાધનાર્થં કાઉસગ્ગ કરૂં. ઇચ્છં કહી, વંદણવત્તિઆએ૦ અન્નથ્થ૦ કહી. (જેટલા લોગસ્સનો હોય તેટલો ) કાઉસગ્ગ કરવો. પારી ને પ્રગટ એક લોગસ્સ કહેવો.

---

## પડિલેહણ વિધિ.

ખમાસમણ દેઇ ઇરિયાવહી પડિક્કમી. ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ પડિલેહણ કરૂં ઇચ્છં કહી ક્રિયામાં વપરાતા સર્વ ઉપકરણોની પ્રતિલેખણ કરવી, પછી ઈરીયા વહી પડિક્કમી કાજો. લેવો કાજો જોઇ સામાયિકમાં હોય તો ઇરીયાવહી પડિક્કમી, અણુજાણુહ જસ્સગ્ગો કહી ત્રણ વખત વોસિરે કહી યોગ્ય સ્થાનકે પરઠવવો.

## દેવવંદન વિધિ.

પ્રથમ ઇરિંયાવહી પડિક્કમી ઉત્તરાસંગ નાંખી ચૈત્યવંદન કરવું. નમુથ્થુણં સુધી કહી જયવિયરાય અડધા કહેવા પછી ખમાસમણ દેઇ ચૈત્યવંદનનો આદેશ માગી ચૈત્યવંદન બોલવું. નમુથ્થુણં સુધી કહી ઉભા થઇ અરિહંત ચેઇયાણું૦ વંદણવત્તિ. અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસગ્ગ કરવો, પારીનમોઽર્હત્સિદ્ધા૦ કહી પહેલી થોય કહેવી. પછી લોગસ્સ૦ વંદણ૦ અન્નત્થ કહી એક નવકારનો કાઉસગ્ગ પારી બીજી થોય કહેવી તે પ્રમાણે પુખ્ખરવર અને સિદ્ધાણું બુદ્ધાણું કહી ત્રીજી ને ચોથી થોય બોલવી. છેલ્લી થોય વખતે નમોઽર્હત્ બોલવું. અને વંદણવત્તિ૦ ને બદલે વેયાવચ્ચગરાણું૦ કહેવું પછી નમુથ્થુણં કહી પ્રથમની વિધિ પ્રમાણે બીજી ચાર થોયો કહી નમુથ્થુણં જાવંતિ ચેઇયાઇં, જાવંત કેવિ સાહૂ કહી સ્તવન બોલવું. પછી જયવિયરાય અડધા કહેવા ફરી ખમાસમણ દેઇ ત્રીજું ચૈત્યવંદન નમુથ્થુણં સુધી કરવું. પછી જયવિયરાય આખા કહેવા સવારના દેવવંદન પછી ખમાસમણ દેઇ ઇચ્છા કારેણ સંદિસહ ભગવન્ સજ્ઝાય કરૂં૦ ઈચ્છં કહી એકિનવકાર બોલી મન્હ જિણાણુંની સજ્ઝાય કહેવી. મધ્યાન્હ તથા સાંજના દેવવંદનમાં સજ્ઝાય કહેવાની જરૂર નથી.

## પચ્ચખાણ પારવાનો વિધિ.

ઇરિયાવહી પડિક્કમી જગચિંતામણીનુ ચૈત્યવંદન૦ નમુથ્થુણં૦ જાવંતિ ચેઇયાઇં૦ જાવંત કેવિસાહૂ૦ નમોઽર્હત્ ઉવસગ્ગહરં૦ યાવત્ જયવીયરાય પુરા પર્યંત કરવું. પછી સજ્ઝાયનો આદેશ માંગી નવકાર ગણી મન્હજિણાણંની સજ્ઝાય કહેવી પછી ખમાસમણ દેઇ ઇચ્છા૦ મુહપત્તી પડિલેહું, ઇચ્છં કહી મુહપત્તિ પડિલેહવી. પછી ખમાસમણ દેઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ પચ્ચખ્ખાણ પારૂ, યથાશક્તિ ખમા૦ ઇચ્છા૦ પચ્ચખ્ખાણ પાર્યું. 'તહત્તી' કહી મુઠીવાળી જમણો હાથ ચરવળા ઉપર સ્થાપી એક નવકાર ગણી ઉગ્ગએ સૂરે નમુક્કાર સહિયં પોરિસી, સાઢ પોરિસી, સૂરે ઉગ્ગએ પુરિમદ્ધ મુટ્ઠિ સહિયં પચ્ચખાણ કર્યું, ચોવિહાર, આયંબિલ એકાસણું, પચ્ચખ્ખાણ કર્યું તિવિહાર, પચ્ચખ્ખાણ ફાસિયં, પાલિયં, સોહિયં, તીરિયં, કીટ્ટિયં, આરાહિયં જંચન આરાહિયં તસ્સ 'મિચ્છામિ દુક્કડં' આ પ્રમાણે પાઠ બોલી એક નવકાર ગણી પચ્ચખ્ખાણ પારવું.

---

## જમ્યા પછી ચૈત્યવંદન કરવાનો વિધિ.

ખમાસમણ દેઇ ઇરિયાવહી પડિક્કમી ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ચૈત્યવંદન કરૂં, ઇચ્છં કહી જગચિંતામણીનું ચૈત્યવંદન જયવિયરાય પર્યંત કરવું. દહેરાસરે કરે તો અરિહંત ચેઇયાણં વંદણ૦ અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસગ્ગ કરી પારી થોય કહેવી.

## ઉજમણાની વિધિ.

સાડા ચાર વર્ષે તપ પૂર્ણ થયે પોતાની શક્તિવૈભવ અનુ-

સારે ઉજમણું કરવું. ઉજમણું કરવાથી તપની સફળતા, લક્ષ્મિનો સદ્‌વ્યય, શુભ ધ્યાનની વૃદ્ધિ, સુર્લભ બોધિ ભવ્ય જીવોને સમ્યક્ત્વની પ્રાપ્તિ, શ્રી તીર્થંકર દેવની અપૂર્વ ભક્તિ, શ્રીજીનશાસનની પ્રભાવના, ઇત્યાદિ મહાન લાભોની પ્રાપ્તિ થાય છે. ઉજમણાથી વીર્યોલ્લાસની વૃદ્ધિ થાય છે, ઉજમણું કરતાં વિશાળ મંડપ બાંધી શ્રી સિદ્ધચક્ર મંડલની સ્થાપના કરી મહોત્સવ કરવો, યંત્રની ગોઠવણ, પીઠીકાની રચના વિગેરેનું સ્વરૂપ ગીતાર્થ ગુરૂ પાસેથી સમજી લેવું. ધનની શક્તિ અનુસારે નવીન ચૈત્યો, જીર્ણોદ્ધારો, જીનબિંબો, ધર્મશાળાઓ ઉપાશ્રયો કરાવવા તથા જ્ઞાન દર્શન ચારિત્રના ઉપકરણો એકઠા કરી ઉજમણામાં મૂકવા.

## મન્નહજિણાણંની સજ્ઝાય.

મન્નહજિણાણં આણું મિચ્છં પરિહરહ ધરહ સમ્મત્તં ॥
છવ્વિહ—આવસ્સયંમિ, ઉજ્જુત્તો હોઇ પઇદિવસં ॥ ૧ ॥
પવ્વેસુ પોસહવયં, દાણં સીલં તવો અ ભાવો અ ॥
સજ્ઝાયનમુક્કારો, પરોવયારો અ જયણા અ ॥ ૨ ॥
જિણપૂઆ જિણથુણણં, ગુરૂથુઅ સાહમ્મિઆણ વચ્છલ્લં ॥
વવહારસ્સ ય સુદ્ધા, રહજત્તા તિત્થજત્તાય ॥૩॥
ઉવસમ વિવેગસંવર, ભાસાસમિઇ છજીવકરૂણા ય ॥
ધમ્મિઅજણસંસગ્ગો, કરણદમો ચરણપરિણામો ॥ ૪ ॥
સંઘોવરિ બહુમાણો, પુત્થયલિહણં પભાવણા તિત્થે ॥
સડ્ઢાણ કિચ્ચમેઅં, નિચ્ચં સુગુરૂવએસેણં ॥ ૫ ॥

# સંથારા પોરિસિ સૂત્ર.

નિસીહિ નિસીહિ નિસીહિ, નમો ખમાસમણાણં ગોયમાઇણં મહામુણીણં ॥

અણુજાણુહ જિટ્ઠિ (ટ્ઠે) જ્જા ! અણુજાણુહ પરમગુરૂ ! ગુરૂગુણરયણેહિં મંડિયસરીરા ! બહુપડિપુન્ના પોરિસિ, રાઇયસંથારએ ઠામિ ॥ ૧ ॥

અણુજાણુહ સંથારં, બાહુવહાણેણં વામપાસેણં ॥
કુક્કુડિપાયપસારણ, અતરંત પમજ્જએ ભૂમિં ॥ ૨ ॥
સંકોઇઅ સંડાસા, ઉવ્વટ્ટંતે અ કાયપડિલેહા ॥
દવ્વાઇઉવઓગં, ઊસાસનિરૂંભણાલોએ ॥ ૩ ॥
જઇ મે હુજ્જ પમાઓ, ઇમિસ્સ દેહસ્સિમાઇરિયણીએ ।
આહારમુવહિદેહં, સવ્વં તિવિહેણ વોસિરિઅં ॥ ૪ ॥

ચત્તારિ મંગલં–અરિહંતા મંગલં, સિદ્ધા મંગલં, સાહૂ મંગલં, કેવલિપન્નત્તો ધમ્મો મંગલં ॥ ૫ ॥

ચત્તારિ લોગુત્તમા–અરિહંતા લોગુત્તમા, સિદ્ધા લોગુત્તમા, સાહૂ લોગુત્તમા, કેવલિપન્નત્તો ધમ્મો લોગુત્તમો ॥ ૬ ॥

ચત્તારિ સરણં પવજ્જામિં–અરિહંતે સરણં પવજ્જામિ, સિદ્ધે સરણં પવજ્જામિ. સાહૂ સરણં પવજ્જામિ, કેવલિપણ્ણત્તં ધમ્મં સરણં પવજ્જામિ ॥ ૭ ॥

પાણાઇવાયમલિઅં, ચોરિક્કં મેહૂણં દવિણમુચ્છં ॥
કોહં માણં માયં, લોભં પિજ્જં તહા દોસં ॥ ૮ ॥
કલહં અબ્ભક્ખાણં. પેસુન્નં રઇઅરઇસમાઉત્તં ।
પરપરિવાયં માયા–મોસં મિચ્છત્તસલ્લં ચ ॥ ૯ ॥

વોસિરિસુ ઇમાઈં, મુખ્ખમગ્ગસંસગ્ગવિગ્ઘભૂઆઇં ।
દુગ્ગઇનિબંધણાઇં, અટ્ઠારસ પાવઠાણાઇં ॥ ૧૦ ॥
એગોહં નત્થિ મે કોઇ, નાહમન્નસ્સ કસ્સઈ ।
એવં અદીણમણસો, અપ્પાણમણુસાસઇ ॥૧૧॥
એગો મે સાસઓ અપ્પા, નાણદંસણસંજુઓ ।
સેસા મે બાહિરા ભાવા, સવ્વે સંજોગલખ્ખણા ॥૧૨॥
સંજોગમૂલા જીવેણ, પત્તા દુખ્ખપરંપરા ।
તમ્હા સંજોગસંબંધં, સવ્વં તિવિહેણ વોસિરિઅં ॥૧૩॥
અરિહંતો મહ દેવો, જાવજ્જીવં સુસાહુણો ગુરૂણો ।
જિણપણ્ણત્તં તત્તં, ઇઅ સમ્મત્તં મએ ગહિઅં ॥૧૪॥
ખમિઅ ખમાવિઅ, મઇ ખમિઅ, સવ્વહ જીવનિકાય ।
સિદ્ધહ સાખ આલોયણહ, મુજ્ઝહ વઇર ન ભાવ ॥૧૫॥
સવ્વે જીવા કમ્મવસ, ચઉદહરાજ ભમંત ।
તે મે સવ્વ ખમાવિઆ, મુજ્ઝવિ તેહ ખમંત ॥૧૬॥
જં જં મણેણ બદ્ધં, જં જં વાએણ ભાસિયં પાવં ।
જં જં કાએણ કયં, મિચ્છામિ દુક્કડં તસ્સ ॥ ૧૭ ॥

---

## પચ્ચખાણો.

### ઉપવાસનું પચ્ચખાણ.

સૂરે ઉગ્ગએ અબ્ભત્તટ્ઠં પચ્ચખ્ખાઇ ચઉવિહંપિઆહારં, તિવિહંપિઆહારં, અસણં, પાણં, ખાઇમં સાઇમં, અન્નત્થણા ભોગેણં, સહસાગારેણં, પારિટ્ઠાવણિયાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં, પાણહાર પોરિસી, સાઢ પોરિસ, સૂરે ઉગ્ગએ પુરિમઢ, અવઢ, મુટ્ઠિ સહિયં પચ્ચખ્ખાઇ, અન્નત્થણા

ભોગેણં, સહસા ગારેણં, પચ્છન્ન કાલેણં, દિસામોહેણં, સાહુ વયણેણં, મહત્તરાગારેણં સવ્વસમાહિ વત્તિઆગારેણં વોસિરે.

## આયંબિલનું પચ્ચખ્ખાણ.

ઉગ્ગએ સૂરે નમુક્કારસહિયં પોરિસી સાઢપોરિસી સૂરે ઉગ્ગએ પુરિમડ્ઢ અવડ્ઢમુટ્ઠસહિયં પચ્ચખ્ખાઇ ઉગ્ગએ સૂરે ચઉવ્વિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નત્થણાભોગેણં સહસાગારેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં આયંબિલં પચ્ચખ્ખાઇ અન્નત્થણાભોગેણં સહસાગારેણં લેવાલેવેણં ગિહત્થસંસટ્ઠેણં ઉખિત્તવિવેગેણં પારિટ્ઠાવણિયાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં એગાસણં પચ્ચખ્ખાઇ [1]તિવિહંપિ આહારં અસણં ખાઇમં સાઇમં અન્નત્થણાભોગેણં સહસાગારેણં સાગારિયાગારેણં આઉટણપસારેણં, ગુરૂઅબ્ભુટ્ઠાણેણં પારિટ્ઠાવણિયાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં પાણસ્સ લેવેણ વા અલેવેણ વા અચ્છેણ વા બહુલેવેણ વા સસિત્થેણ વા અસિત્થેણ વા [1]વોસિરઈ ॥

---

૧ ઠામ ચોવિહાર કરવો હોય તો " એકલ્લઠાણં પચ્ચખ્ખાઇ ચઉવ્વિહંપિ આહારં અસણંપાણં ખાઇમં સાઇમં " એ પ્રમાણે બોલવું.

૧ સાથે દેસાવગાસિય પચ્ચખ્ખાણ લેવું હોય તો " દેસાવગાસિયં ઉવભોગપરિભોગં પચ્ચખ્ખાઇ, અન્નત્થણાભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરઇ " એ પચ્ચખ્ખાણ પણ સાથે બોલવું.

## આયંબિલ કરી મુખશુદ્ધિ કર્યા પછી ઉઠતા તિવિહારનું પચ્ચખ્ખાણ.

દિવસચરિમં પચ્ચખ્ખાઇ તિવિહંપિ આહારં અસણં ખાઇમં સાઇમં અન્નત્થણાભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરઇ ॥

## મુટ્ઠિસહિયંનું પચ્ચખ્ખાણ.

[૨]મુટ્ઠિસહિયં પચ્ચખ્ખાઇ અન્નત્થણાભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરઇ ॥

૨ ગંઠસી, વેઢસી આદિ પચ્ખાણ કરવું હોય તો તે પાઠ બોલવો.

## પાણહારનું પચ્ચખ્ખાણ.

પાણહાર દિવસચરિમં પચ્ચખ્ખાઇ અન્નત્થણાભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરઇ ॥

## પારણાના દિવસનું એકાસણા બેસણાનું પચ્ચખ્ખાણ.

ઉગ્ગએસૂરે નમુક્કારસહિયં પોરિસિ સાઢપોરિસી મુટ્ઠિસહિયં પચ્ચખ્ખાઇ ઉગ્ગએસૂરે ચઉવ્વિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નત્થણાભોગેણં સહસાગારેણં પચ્છન્ન-

કાલેણં દિસામોહેણં સાહુવયણેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વિગઇઓ પચ્ચખ્ખાઇ અન્નત્થણાભોગેણં સહસાગારેણં લેવાલેવેણં ગિહત્થસંસટ્ઠેણં ઉખ્ખિત્તવિવેગેણં પડુચ્ચમખ્ખિયેણ પારિટ્ઠાવણિયાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં [૧]એગાસણં બિયાસણં પચ્ચખ્ખાઈ અન્નત્થણાભોગેણં સહસાગારેણં સાગારિયાગારેણં આઉંટણપસારેણં ગુરૂ અબ્ભુટ્ઠાણેણં પારિટ્ઠાવણિયાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં પાણુસ્સ લેવેણ વા અલેવેણ વા અચ્છેણ વા બહુલેવેણવાસસિત્થેણવા અસિત્થેણ વા વોસિરઇ,

## ઓળી કરનાર ભાઈ બહેનોને આવશ્યક સુચનાઓ.

(૧) આ દીવસોમાં જેમ બને તેમ કષાયનો ત્યાગ કરવો અને વિકથા કરવી નહી.

(૨) આ દિવસોમાં આરંભોનો ત્યાગ કરવો અને કરાવવો તથા બની શકે તેટલી ' અમારી ' પળાવવી.

(૩) દેવપૂજનના કાર્ય સિવાય સચિત્ત પાણીનો ત્યાગ રાખવો.

(૪) પહેલા અને પાછલા દિવસો સાથે મન વચન કાયાથી નિર્મળ બ્રહ્મચર્યનું પાલન કરવું. કુદૃષ્ટિ પણ કરવી નહિ.

(૫) જતા આવતા ઈર્યા સમિતિનો ખાસ ઉપયોગ રાખવો.

(૬) કોઈ પણ ચીજ લેતા મૂકતા, કટાસણું સંથારીયું પાથરતા યતના પૂર્વક પૂંજવા પ્રમાર્જવાનો ઉપયોગ રાખવો.

---

૧ જો બેસણુંજ કરવું હોય તો ' એગાસણં ' બોલવું નહિ અને એકાસણું કરવું હોય તો ' બિયાસણં ' બોલવું નહિ.

(૭) થુંક, બળખો, લીંટ જેમ તેમ નાંખવા નહિ. પણ રૂમાલ રાખીને તેમાં કાઢવા ખાસ ઉપયોગ રાખવો. તેથી ઘણી જીવ રક્ષા થઇ શકે છે.

(૮) પ્રતિક્રમણ, પડિલેહણ, દેવવંદન, પ્રભુ પૂજન વિગેરે ક્રિયા કરતાં, ગુણણું ગણતાં, આહાર વાપરતાં માર્ગે જતાં આવતાં, સ્થંડિલ માત્રું કરવા જતાં બોલવું નહિ.

(૯) આયંબિલ કરતી વખતે આહાર સારો યા ખરાબ હોય તેના ઉપર રાગ દ્વેષ કરવો નહિ. વાપરતાં ‘ સુર સુર ’ ‘ ચબ ચબ ’ શબ્દ નહિ કરતાં એંઠવાડ પડે નહિ તેવી રીતે ઉપયોગ પૂર્વક જમવું.

(૧૦) ચૌદ નિયમો હંમેશ ધારવા ઉપયોગ રાખવો.

(૧૧) પાણી પીધા પછી પ્યાલો તરતજ લોહી નાંખવો. તેમ નહિ કરવાથી બે ઘડી પછી સંમૂર્છિમ જીવોની ઉત્પત્તિ થાય છે.

(૧૨) થાળી વાટકા વિગેરે તમામ વાસણો નામ વિનાના તથા વસ્ત્રો ધોયેલા ફાટયા તથા સાંધ્યા વિનાના વાપરવા.

(૧૩) ભાણા માંડવાના પાટલાઓ ડગતા ન રહે તેનો ખાસ ઉપયોગ રાખવો.

(૧૪) નવકારવાલી તથા પુસ્તક વિગેરે શુદ્ધ ઉંચે સ્થાનકે મૂકવાનો ઉપયોગ રાખવો. ચરવળે ભરાવી દેવાથી તથા કટાસણા ઉપર જેમ તેમ મૂકી દેવાથી આશાતના થાય છે.

(૧૫) દરેક ક્રિયા ઉભા ઉભા પ્રમાદ રહિતપણે કરવી.

# શ્રી જીનેંદ્ર સ્તુતિ સંગ્રહ.

અદ્યાભવત્ સફલતા નયન દ્વયસ્ય,
દેવ ત્વદીય ચરણામ્બુજ વીક્ષણેણ.
અદ્યત્રિલોક તિલકં પ્રતિ ભાસતે મે,
સંસાર વારિધિરયં ચુલુક પ્રમાણં. ૧

કલેવ ચંદ્રસ્ય કલંક મુકતા, મુક્તાવલિ ચારૂ ગુણ પ્રપન્ના,
જગત્ત્ર્ય સ્યાભિમતંદદાના, જૈનેશ્વરી કલ્પલતેવ મૂર્તિઃ. ૨
ધન્યોઽહં કૃત પુણ્યોઽહં, નિસ્તીર્ણોઽહં ભવાર્ણવાત,
અનાદિ ભવ કાન્તારે, દ્રષ્ટો યેનશ્રુતોમયા. ૩
અદ્ય પ્રક્ષાલિતં ગાત્રં, નેત્રે ચવિમલી કૃતે,
મુક્તોઽહં સર્વ પાપેભ્યો, જીનેંદ્ર તવ દર્શનાત્. ૪
દર્શના તદ્દુરિત ધ્વંસઃ, વંદનાત્ વાંછિત પ્રદઃ,
પૂજનાત પૂરકઃશ્રીદઃ, જીનઃ સાક્ષાત સુરદ્રુમઃ ૫
ઐંદ્ર શ્રેણિનતા પ્રતાપ ભવનં, ભવ્યાંગી નેત્રામૃતં,
સિદ્ધાંતોપનિષદ્ વિચાર ચતુરૈઃ, પ્રીત્યા પ્રમાણીકૃતા.
મૂર્તિઃ સ્ફુર્તિ મતિઃ સદા વિજયતે જૈનેશ્વરી વિસ્ફુરન્
મોહોન્માદ ઘન પ્રમાદ મદિરા, મત્તૈરના લોકિતા. ૧
નેત્રાનન્દ કરી ભવોદધિતરી, શ્રેયસ્તરો મંજરી,
શ્રીમદ્ ધર્મ મહા નરેંદ્રનગરી, વ્યાપલ્લતા ધૂમરી.
હર્ષોત્કર્ષ શુભ પ્રભાવ લહરી, રાગ દ્વિષાં જીત્વરિ.
મૂર્તિઃ શ્રીજીન પુંગવસ્ય ભવતુ, શ્રેયસ્કરી દેહિનામ્ ૧
અર્હન્તો ભગવંત ઇંદ્ર મહિતા, સિદ્ધાશ્ચ સિદ્ધિ સ્થિતાઃ
આચાર્યા જીનશાસનોન્નતિકરા, પૂજ્યા ઉપાધ્યાયકાઃ
શ્રી સિદ્ધાંત સુપાઠકા મુનિવરા, રત્નત્રયા રાધકાઃ

પંચૈતે પરમેષ્ઠિનઃ પ્રતિદિનં, કુર્વંતુવો મંગલં. ૧

અશોક વૃક્ષઃ સુરપુષ્પ વૃષ્ટિઃ, દિવ્ય ધ્વનિ શ્ચામર માસનંચ,
ભામંડલં દુંદુભિ રાત પત્રં, સત્ પ્રાતિહાર્યાણિ જીનેશ્વરાણાં.

પૂર્ણાનંદ મયં મહોદય મયં, કૈવલ્ય ચિદૃગમયં,
રૂપાતીતમયં સ્વરૂપ રમણ, સ્વાભાવિકી શ્રીમયં,
જ્ઞાનોદ્યોતમયં કૃપા રસમયં, સ્યાદ્વાદ વિદ્યાલયં,
શ્રી સિદ્ધાચલ તીર્થરાજ મનિશં, વંદેહમાદીશ્વરં ૧

સકલ કરમ વારી, મોક્ષ માર્ગાધિકારી,
ત્રિભુવન ઉપકારી, કેવલ જ્ઞાન ધારી ૧

ભવિજન નિત સેવો, દેવ એ ભક્તિ ભાવે.
એહીજ જીન ભજંતાં, સર્વ સંપત્તિ આવે ૨

જીનવર પદ સેવા, સર્વ સંપત્તિ દાઈ
નિશીદીન સુખદાઇ, કલ્પવલ્લિ સહાઈ. ૩

નમિ વિનમિ લહીજે સર્વ વિદ્યા વડાઈ
રિષભ જીનહ સેવા સાધતા તેહ પાઈ.

તુભ્યં નમ સ્ત્રિ ભુવનાર્તિ હરાયનાથઃ;
તુભ્યં નમઃ ક્ષિતિતલામલ ભૂષણાય;
તુભ્યં નમસ્ત્રિ જગતઃ પરમેશ્વરાય,
તુભ્યં નમો જીન ભવોદધિ શોષણાય. ૧

યૈઃ શાંત રાગરૂચિભિઃ પરમાણુ ભિસ્ત્વં,
નિર્માપિત સ્ત્રિભુવનૈક લલામભૂત
તાવંત એવ ખલુ તેડપ્યણવઃ પૃથિવ્યાં
યત્તે સમાનમપરં નહિ રૂપમસ્તિ. ૧

ધન્યાસ્ત એવ ભુવનાધિપયે ત્રિસંધ્ય,

મારાધયન્તિ વિધિવદ્દ વિધિતાન્ય કૃત્યા:
ભકતોલ્યત્ પુલક પક્ષ્મલ દેહ દેશા:
પાદદ્વયં તવ વિભો ભુવિ જન્મ ભાજ: ૧

દીઠોરે નંદન નાભિ નરિંદનોરે,
દેવનો દેવ દયાળરે,
આજ મહોદય મેં લહ્યો રે
મારા પાપ ગયાં પાયાલરે.
તિહુઅણુ નાયક તું વડોરે લોલ, તુજ સમ અવર ન કોયરે
દાદા દરિશણુ દીજીયેરે લોલ. ૧

ભલું થયું મેં પ્રભુ ગુણુ ગાયા, રસનાનો રસ લીધો રે
દેવચંદ્ર કહે મારા મનનો, સકલ મનોરથ સીધોરે. ૧
ભવોભવ તુમ ચરણુની સેવા, હું તો માગું દેવાધિ દેવા.
હાંરે સામુ જુઓને સેવક જાણી, એવી ઉદયરતનની વાણી. ૧
દીનોદ્ધાર ધુરંધર સ્ત્વદપરો નાસ્તે મદન્ય: કૃપા.
પાત્રં નાત્ર જને જીનેશ્વર તથાપ્યેતાંન યાચે શ્રિયં;
કિંત્વર્હન્નિદમેવ કેવલમહો સદ્બોધિ રત્નં શિવં,
શ્રી રત્નાકર ગંગલૈક નિલય: શ્રેયસ્કરં પ્રાર્થયે. ૧
તું અકલંકી રૂપ સરૂપી, પરમાનંદ પદ તું દાયી,
તું શંકર બ્રહ્મા જગદીશ્વર, વીતરાગ તું નિરમાયી. ૧
અનુપમ રૂપ દેખી તુજ રીઝે, સુરનરનારી કે વૃંદા.
નમો નિરંજન ફણીપતિ સેવીત પાસ ગોડીચ્યા સુખકંદા. ૨
કાને કુંડલ શિર છત્ર બીરાજે ચક્ષુટીકા નિરધારી
અષ્ટ બીજોરૂં હાથ સોહીએ તુમ વંદે સહુ નરનારી, ૩
અગ્નિકાષ્ટસે સર્પ નિકાલ્યા મંત્ર સુણાવ્યા બહુભારી,

પૂર્વ જનમકા વૈર ખોલાયા, જળ વરસાવ્યા સીરધારી. ૪
જળ આવી પ્રભુ નાકે અડીયાં આસન કંપ્યા નીરધારી
નાગ નાગણી છત્ર ધરે છે પૂર્વ જનમના ઉપગારી. ૫
રૂપવિજય કહે સુણુ મેરી લાવણી, એસી શોભા બહુ સારી.
માત પિતા બંધવ સહુ સાથે, સંયમ લીધા નીરધારી. ૬
પ્રશમ રસ નિમગ્નં દ્રષ્ટિ યુગ્મ પ્રસન્નં
વદન કમલમંકં કામિનિ સંગ શુન્ય:
કરયુગમપિયત્તે શસ્ત્ર સંબંદ્ વંધ્ય:
તદસિ જગતિ દેવો વીતરાગ સ્ત્વમેવ. ૧
સરસ શાંતિ સુધારસ સાગરં,
શુચિતરં ગુણ રત્ન મહાગરં
ભવિક પંકજ બોધ દિવાકરં
પ્રતિદિનં પ્રણમામિ જીનેશ્વરં. ૧
કિં કર્પૂર મયં સુધા રસમયં, કિંચંદ્ર રોચિર્મયં,
કિં લાવણ્ય મયં મહામણિમયં, કારૂણ્ય કેલિ મયમ્,
વિશ્વાનંદમયં મહોદયમયં, શોભામયં ચિન્મયં,
શુકલ ધ્યાનમયં વપુ ર્જિનપતે, ર્ભૂયાદ્ ભવાલંબનમ્. ૧

## નવપદ ચૈત્યવંદનો !!

( ૧ )

॥ જો ધુરિ સિરિઅરિહંતમૂલદઢપીઠપઇઠ્ઠિઓ, સિદ્ધ સૂરિ ઉવજ્ઝાય સાહુ ચિહું પાસ ગરિઠ્ઠિઓ ॥ દંસણનાણ ચરિત્તતવહિ પડિસાહા સુન્દરૂ, તત્તખ્ખરસરવગ્ગલદ્ધિગુરૂપયદલ દુંબરૂ ॥ દિસિવાલજખ્ખજખ્ખિણીપમુહ સુરકુસુમેહિં અલંકિયઓ, સો સિદ્ધચક્ક ગુરૂ કપ્પતરૂ અમ્હ મનવંછિય ફલ દિઓ ॥ ૧ ॥

૨ )

॥ ઉપ્પન્નસન્નાણમહોમયાણં, સપ્પાડિહેરાસણસંઠિયાણં ॥ સદ્દેસણાણંદિયસજ્જણાણં, નમો નમો હોઉ સયા જિણાણં ॥૧॥ સિદ્ધાણમાણંદરમાલયાણં, નમો નમોઽણંતચઉક્કયાણં ॥ સૂરીણ દૂરીકયકુગ્ગહાણં, નમો નમો સૂરસમપ્પહાણં ॥ ૨ ॥ સુત્તત્થવિત્થારણતપ્પરાણં, નમો નમો વાયગકુંજરાણં ॥ સાહૂણ સંસાહિઅસંજમાણં, નમો નમો સુદ્ધદયાદમાણં ॥ ૩ ॥ જિણુત્તતત્તે રૂઇલખ્ખણસ્સ, નમો નમો નિમ્મલદંસણસ્સ ॥ અન્નાણસંમોહતમોહરસ્સ, નમો નમો નાણદિવાયરસ્સ ॥ ૪ ॥ આરાહિયાખંડીયસક્કિઅસ્સ, નમો નમો સંજયવીરિઅસ્સ ॥ કમ્મદ્દુમોમ્મૂલણકુંજરસ્સ, નમો નમો તિવ્વતવોભરસ્સ ॥ ૫ ॥ ઇયનવપયસિદ્ધં, લદ્ધિવિજ્જાસમિદ્ધં ॥ પયડિયસુરવગ્ગં, હ્રીંતિરેહાસમગ્ગં ॥ દિસવઇસુરસારં, ખોણિપીઢાવયારં ॥ તિજયવિજયચક્કં, સિદ્ધચક્કં નમામિ ॥૬॥ ઇતિ ॥

( ૩ )

સકળ મંગળ પરમ કમળા, કેલિ મંજુલ મંદિરં;<br>
ભવકોટિસંચિત પાપનાશન, નમો નવપદ જયકરં ૧<br>
અરિહંત સિદ્ધ સૂરીશ વાચક, સાધુદર્શન સુખકુરં;<br>
વર જ્ઞાનપદ ચારિત્ર તપ એ, નમો નવપદ જયકરં. ૨<br>
શ્રીપાળ રાજા શરીર સાજા, સેવંતાં નવપદ વરં;<br>
જગમાંહિ ગાજા કીર્તિ ભાજા, નમો નવપદ જયકરં. ૩<br>
શ્રી સિદ્ધચક્ર પસાય સંકટ, આપદા નાસે સવે;<br>
વળી વિસ્તરે સુખ મનોવાંછિત, નમો નવપદ જયકરં. ૪<br>
આંબિલ નવ દિન દેવવંદન, ત્રણ ટંક નિરંતરં;

બેવાર પડિક્રમણાં પલેવણ, નમો નવપદ જયકરં. ૫
ત્રણ કાળ ભાવે પૂજીએ, ભવતારકં તીર્થંકરં;
તિમ ગુણણું હોય હજાર ગણીએ, નમો નવપદ જયકરં. ૬
વિધિ સહિત મન વચન કાયા, વશ કરી આરાધીએ;
તપ વર્ષ સાડાચાર નવપદ, શુદ્ધસાધન સાધીએ. ૭
ગદ કષ્ટ ચૂરે શર્મ પૂરે, યક્ષ વિમલેશ્વરવરં;
શ્રી સિદ્ધચક્ર પ્રતાપ જાણી, વિજય વિલસે સુખભરં. ૮

---

( ૪ )

॥ શ્રી સિદ્ધચક્ર આરાધતાં, સુખ સંપતિ લહીએ ॥ સુરતરૂ સુરરમણી થકી, અધિકજ મહિમા કહીએ ॥ ૧ ॥ અષ્ટ કર્મ હાણી કરી, શિવમંદિર રહીએ ॥ વિધિશું નવ પદધ્યાનથી, પાતિક સવિ દમીએ ॥ ૨ ॥ સિદ્ધચક્ર જે સેવશે, એકમના નર નાર ॥ મનવાંછિત ફલ પામશે, તે સવિ ત્રિભુવન મોઝાર ॥ ૩ ॥ અંગ દેશ ચંપાપુરી, તસ કેરો ભૂપાલ ॥ મયણા સાથે તપ તપે, તે કુંવર શ્રીપાલ ॥ ૪ ॥ સિદ્ધચક્રજીના નમન થકી, જસ નાઠા રોગ ॥ તત્ક્ષણ ત્યાંથી તે લહે, શિવસુખ સંજોગ ॥ ૫ ॥ સાતસેં કોઢી હોતા, હુવા નિરોગી જેહ ॥ સોવન વાને ઝલહલે, જેહની નિરૂપમ દેહ ॥ ૬ ॥ તેણે કારણ તમે ભવિજનો, પ્રહ ઉઠી ભકતે ॥ આસો માસ ચૈત્ર થકી, આરાધો જુગતે ॥ ૭ ॥ સિદ્ધચક્ર ત્રણ કાલના, વંદો વલી દેવ ॥ પડિક્કમણું કરી ઉભય કાલ, જિનવર મુનિ સેવ ॥ ૮ ॥ નવપદ ધ્યાન હૃદે ધરો, પ્રતિપાલો ભવિ શીલ ॥ નવ પદે આંબિલ તપ તપો, જેમ હોય લીલમ લીલ ॥ ૯ ॥ પહેલો પદ અરિહંતનો, નિત્ય કીજે ધ્યાન ॥ બીજો પદ

વલી સિદ્ધનો, કરીએ ગુણગ્રામ ॥ ૧૦ ॥ આચારજ ત્રીજેપદે, જપતાં જયજયકાર ॥ ચોથે પદ ઉવઝાયનો, ગુણ ગાઉં ઉદાર ॥ ૧૧ ॥ સરવ સાધુ વંદુ સહી, અઢીદ્વીપમાં જેહ ॥ પંચમ પદમાં તે સહી, ધરજો ધરી સનેહ ॥ છઠ્ઠે પદ દરસણ નમુ, દરશન અજવાલું ॥ જ્ઞાન પદ નમું સાતમે, તેમ પાપ પખાલું ॥ ૧૩ ॥ આઠમે પદ રૂડે જપું, ચારિત્ર સુસંગ ॥ નવમે પદ બહુ તપ તપો, જિમ ફલ લહો અભંગ ॥ ૧૪ ॥ એહી નવપદ ધ્યાનથી, જપતાં નાઠે કોડ ॥ પંડિત ધીરવિમલતણો, નય વંદે કર જોડ ॥ ૧૫ ॥ ઇતિ ॥

---

( ૫ )

॥ પ્રણમી શ્રી ગુરૂરાજ આજ, જિનમંદિર કેરો ॥ પુન્ય ભણી કરશું સફલ, જિનવચન ભલેરો ॥ દેહરે જાવા મન કરે, ચોથ તણું ફલ પાવે ॥ જિન જુહારવા ઉઠતાં, છઠ્ઠ પોતે આવે ॥ જઇશું જિનવર ભણી એ, માર્ગ ચાલંતા ॥ હોવે દ્વાદશ તણું પુન્ય, ભકિત માલંતા ॥ અધ પંથ જિનવર તણો એ, પંદરે ઉપવાસ ॥ દીઠો સ્વામી તણો ભુવન, લહીએ એક માસ ॥ જિનવર પાસે આવતાં, છમાસી ફલ સિદ્ધ ॥ આવ્યા જિનવર બારણે, વર્ષી તપ ફલ લીધ ॥ સો વર્ષ ઉપવાસ પુન્ય, પ્રદક્ષિણા દેતાં ॥ સહસ વર્ષ ઉપવાસ પુન્ય, જે નજરે જોતાં ॥ ફલ ઘણો ફૂલની માલ, પ્રભુ કંઠે ઠવતાં ॥ પાર ન આવે ગીત નાદ, કેરાં ફલ સ્થુણતાં ॥ શિર પૂજી પૂજા કરો એ, સૂર ધૂપ તણો ધૂપ ॥ અક્ષર સાર તે અક્ષય, સુખ દીપ તનુરૂપ ॥ નિર્મલ તન મને કરીએ, સ્થુણતાં ઈંદ્ર જગીશ ॥ નાટક ભાવના ભાવતાં, પામે પદવી જગીશ ॥ જિનવરભક્તિ વલી એ, પ્રેમે પ્રકાશી ॥ સુણી

શ્રીગુરૂ વચણુ સાર, પૂર્વ ઋષિ ભાખી ॥ અષ્ટ કર્મને ટાલવા, જિનમંદિર જઇશું ॥ ભેટી ચરણુ ભગવંતના, હવે નિર્મલ થઇશું ॥ કીર્તિવિજય ઉવઝાયનો, વિનય કહે કર જોડ ॥ સફલ હોજો મુજ વિનતિ, જિન સેવાનું કોડ ॥ ઇતિ ॥

( ૬ )

પહેલે પદ અરિહંતના, ગુણુ ગાઉં નિત્યે;
બીજે સિદ્ધતણા ઘણા, સમરો એક ચિત્તે. ૧
આચારજ ત્રીજે પદે, પ્રણુમો બિહુ કર જોડી;
નમિયે શ્રીઉવજ્ઝાયને, ચોથે મદ મોડી. ૨
પંચમ પદ સર્વ સાધુનું, નમતાં ન આણો લાજ;
એ પરમેષ્ઠિ પંચને, ધ્યાને અવિચલ રાજ. ૩
દંસણ શંકાદિક રહિત, પદ છઠે ધારો;
સર્વ નાણપદ સાતમે, ક્ષણુ એક ન વિસારો. ૪
ચારિત્ર ચોખું ચિત્તથી, પદ અષ્ટમ જપિયે;
સકલ ભેદ બિચ દાન–ફળ, તપ નવમે તપિયે. ૫
એ સિદ્ધચક્ર આરાધતાં, પૂરે વંછિત કોડ,
સુમતિવિજય કવિરાયનો, રામ કહે કર જોડ. ૬

(૭)

પરમેશ્વર પરમાતમા, પાવન પરમિટ્ઠ,
જય જગગુરૂ દેવાધિદેવ, નયણે મેં દીઠ. ૧
અચળ અકળ અવિકારસાર, કરૂણા રસસિંધુ,
જગતીજન આધાર એક, નિઃકારણુ બંધુ, ૨
ગુણુ અનંત પ્રભુ તાહરાએ, કીમહી કળ્યા ન જાય,
રામપ્રભુ જીન ધ્યાનસે, ચિદાનંદ સુખ થાય. ૩

(૮)

જય જય શ્રી જીનરાજ આજ, મળીયો મુજ સ્વામી,
અવિનાશી અવિકાર સાર, જગ અંતર જામી. ૧

રૂપારૂપી ધર્મ દેવ, આતમ આરામી,
ચિદાનંદ ચેતન અચિંત્ય, શિવલીલા પામી. ૨

સિદ્ધ બુદ્ધ તુજ વંદના, સકલ સિદ્ધી વર બુદ્ધ,
રમો પ્રભુ ધ્યાને કરી, પ્રગટે આતમ રીદ્ધ. ૩

કાળ બહુ થાવર ગ્રહ્યો, ભમીઓ ભવમાંહિ.
વિકલેંદ્રિ એળે ગયો, થિરતા નહિ ક્યાંહિ ૪
તિરિ પંચેંદ્રિય દેવમાં, વળી કરમે હુ આવ્યો,
કરી કૂકર્મ નરકે ગયો, દરિશન નવિ પાયો. ૫

એમ અનંત કાળે કરીએ, પામ્યો નર અવતાર,
હવે જગ તારક તુંહી મળ્યો. ભવજળ પાર ઉતાર. ૬

(૯)

તુજ મૂરતિને નિરખવા, મુજ નયણાં તલસે.
તુમ ગુણ ગણને બોલવા, રસના મુજ હરખે. ૧

કાયા અતિ આનંદ મુજ, તુમ યુગ પદ ફરસે,
તો સેવક તાર્યા વિના, કહો કિમ હવે સરસે. ૨

એમ જાણીને સાહિબાએ, નેક નજર મોહી જોય.
જ્ઞાન વિમલ પ્રભુ સુનજરથી, તેશું નવિ હોય. ૩

# સ્તવનો,

( ૧ )

સિદ્ધચક્ર વર સેવા કીજે, નર ભવ લાહો લીજે જી,
વિધિપૂર્વક આરાધન કરતાં, ભવ ભવ પાતક છીજે.
ભવિજન ભજીયેજી.
અવર અનાદિની ચાલ. નિત્ય નિત્ય તજીએ જી. ૧
દેવના દેવ દયાકર ઠાકર, ચાકર સુંરનર ઇંદાજી.
ત્રિગડે ત્રિભુવન નાયક બેઠા. પ્રણમો શ્રી જિનચંદા. ભવિજન. ૨
અજ અવિનાશી અકળ અજરામર, કેવળ દંસણ નાણીજી;
અવ્યાબાધ અનંતુ વિરજ, સિદ્ધ પ્રણમો ગુણ ખાણી. ભવિજન. ૩
વિદ્યા સૌભાગ્ય લક્ષ્મી પીઠ, મંત્રરાજ યોગ પીઠજી;
સુમેરૂ પીઠ એ પંચ પ્રસ્થાને, નમો આચારજ હીઠ. ભવિજન. ૪
અંગ ઉપાંગ નંદી અનુયોગ. છ છેદ ને મૂળ ચારજી,
દશ પયન્ના એમ પણુચાલીસ. પાઠક તેહના ધાર. ભવિજન. ૫
વેદ ત્રણ ને હાસ્યાદિક ષટ, મિથ્યાત્વ ચાર કષાયજી;
ચૌદ અભ્યંતર નવવિધ બાહ્યની. ગ્રંથિ તજે મુનિરાય. ભવિજન ૬
ઉપશમ ક્ષય ઉપશમને ક્ષાયક, દર્શન ત્રણ પ્રકારજી;
શ્રદ્ધા પરિણુતિ આતમ કેરી, નમીએ વારંવાર ભવિજન. ૭
અઠ્ઠાવીશ ચૌદ ને ષડ દુગ એક, મત્યાદિકના જાણજી;
એમ એકાવન ભેદે પ્રણમો, સાતમે પદ વર નાણ. ભવિજન ૮
નિવૃત્તિ ને પ્રવૃત્તિ ભેદે, ચારિત્ર છે વ્યવહારજી;
નિજગુણ સ્થિરતા ચરણ તે પ્રણમો, નિશ્ચય શુદ્ધ પ્રકાર. ભવિ૦ ૯
બાહ્ય અભ્યંતર તપ તે સંવર. સમતા નિર્જરા હેતુજી;

તે તપ નમીએ ભાવ ધરીને, ભવ સાયરમાં સેતુ. ભવિજન. ૧૦
એ નવપદમાં પણ છે ધર્મી, ધર્મ તે વરતે ચારજી;
દેવ ગુરૂ ને ધર્મ છે એહમાં, દો તીન ચાર પ્રકાર. ભવિજન ૧૧
મારગ દેશક અવિનાશીપણું, આચાર વિનય સંકેતેજી;
સહાયપણું ધરતાં સાધુજી, પ્રણમો એહ જ હે તે. ભવિજન. ૧૨
વિમળેશ્વર સાનિધ્ય કરે તેહને, ઉત્તમ જેહ આરાધેજી;
પદ્મવિજય કહે તે ભવિ પ્રાણી, નિજ આતમહિત સાધે. ભવિજન૧૩

( ૨ )

શ્રી સિદ્ધચક્ર આરાધીએ, જીમ પામો હો ભવિ કોડિ કલ્યાણ કે;
શ્રી શ્રીપાલ તણી પરે. સુખ પામો હો લહી નિર્મળ નાણ કે.
શ્રી સિદ્ધચક્ર આરાધીયે. ૧
નવપદ ધ્યાન ધરો સદા, ચોખે ચિત્તે હો આણી બહુ ભાવ કે;
વિધિ આરાધન સાચવો, જીમ જગમાં હો હોય જશનો જમાવ કે.
શ્રી સિ. ૨
કેસર ચંદન કુસુમશું. પૂજીજે હો ઉવેખી ધૂપ કે;
કુંદરૂ અગર ને અરગજા. તપદિન તાં હો કીજે ઘૃતદીપ કે શ્રીસિ.૩
આસો ચૈત્ર શુકલ પક્ષે, નવ દિવસે હો તપ કીજે એહ કે.
સહજ સોભાગી સુસંપદા, સોવન સમ હો ઝબકે તસ દેહ કે. શ્રીસિ.૪
જાવજીવ શકતે કરો. જિમ પામો હો નિત્ય નવલા ભોગ કે;
ચાર વરસ સાડા તથા, જિનશાસન હો એ મોટો યોગ કે.શ્રીસિ.૫
વિમળ દેવ સાંનિધ્ય કરે, ચક્રેશ્વરી હો કરે તાસ સહાય કે;
શ્રી જિનશાસન સોહીએ, એહ કરતાં હો અવિચળ સુખ થાય કે.
શ્રી. સિ. ૬
મંત્ર તંત્ર મણિ ઓષધિ. વશ કરવા હો શિવરમણી કાજ કે;

ત્રિભુવન તિલક સમોવડી, હોય તે નર હો કહે નય કવિરાજ કે.
શ્રી સિ. ૭

( ૩ )

અહો ભવિપ્રાણી રે સેવો, સિદ્ધચક્ર ધ્યાન સમો નહિં. મેવો. અહો.
જે કોઈ સિદ્ધચક્રને આરાધે, તેહનો જગમાંહિ જશવાધે. અહો. ૧
પહેલે પદે રે અરિહંત, બીજે સિદ્ધ બુદ્ધ ધ્યાન મહંત,
ત્રીજે પદે રે સૂરિશ, ચોથે ઉવજ્ઝાય ને પાંચમે મુનીશ. અહો. ૨
છઠે દરિસણ રે કીજે, સાતમે જ્ઞાનથી શિવસુખ લીજે;
આઠમે ચારિત્ર પાલો, નવમે તપથી મુક્તિ ભાલો. અહો. ૩
આયંબિલ ઓલી રે કીજે, નોકારવાલી વીશ ગણીજે;
ત્રણે ટંકના રે દેવા, પડિલેહણ પડિક્કમણું સેવા, અહો. ૪
ગુરૂમુખ કિરિયા રે કીજે, દેવગુરૂ ભક્તિ ચિત્તમાં ધરીજે;
એમ કહે રામનો રે શિશો, ઓલી ઉજવીએ જગીશો અહો. ૫

( ૪ )

અવસર પામીને રે, કીજે નવ આંબિલની ઓળી;
ઓળી કરતાં આપદ જાયે, રૂદ્ધિ સિદ્ધિ લહીએ બહુલી. અવસર.૧
આસો ને ચૈત્રે આદરશું, સાતમથી સંભાળી રે;
આળસ મેલી આંબિલ કરશે, તસ ઘર નિત્ય દિવાળી. અવસર. ૨
પૂનમને દિન પૂરી થાતે, પ્રેમેશું પખાલીરે;
સિદ્ધચક્રને શુદ્ધ આરાધી, જાપ જપે જપમાલી અવસર. ૩
દેહરે જઇને દેવ જુહારો, આદિશ્વર અરિહંતરે;
ચોવીશે ચાહીને પૂજો, ભાવેશું ભગવંત. અવસર. ૪
બે ટંકે પડિક્કમણું બોલ્યું, દેવવંદન ત્રણ કાલરે;
શ્રી શ્રીપાલ તણી પરે સમજી, ચિત્તમાં રાખો ચાલ. અવસર ૫
સમક્તિ પામી અંતરજામી, આરાધો એકાંતરે;

સ્યાદ્વાદ પંથે સંચરતા, આવે ભવનો અંત. અવસર. ૬

સત્તર ચોરાણું શુદિ ચૈત્રીએ, બારશે બનાવીરે;

સિદ્ધચક્ર ગાતાં સુખ સંપત્તિ, ચાલીને ઘેર આવી. અવસર. ૭

ઉદયરત્ન વાચક ઉપદેશે, જે નર નારી ચાલે રે;

ભવની ભાવઠ તે ભાંજીને, મુક્તિપુરીમાં મહાલે. અવસર ૮

( ૫ )

સિદ્ધચક્રને ભજીએ રે, કે ભવિયણ ભાવ ધરી;

મદ માનને તજીએ રે, કે કુમતિ દૂર કરી;

પહેલે પદે રાજેરે, કે અરિહંત શ્વેતતનુ.

બીજે પદે છાજે રે, કે સિદ્ધ પ્રગટ ભણું સિદ્ધ. ૧

ત્રીજે પદે પીળારે. કે આચાર્ય કહીએ.

ચોથે પદે પાઠક રે, કે નીલ વર્ણ લહાએ. સિદ્ધ. ૨

પાંચમે પદે સાધુરે, કે તપ સંયમ શૂરા,

શ્યામ વર્ણે સોહેરે, કે દર્શન ગુણ પૂરા. સિદ્ધ. ૩

દર્શન જ્ઞાન ચારિત્ર રે. કે તપ સંયમ શુદ્ધ વરો.

ભવિયણ ચિત્ત આણી રે, કે હૃદયમાં ધ્યાન ધરો. સિદ્ધ. ૪

સિદ્ધચક્રને ધ્યાને રે, કે સંકટ સર્વ ટળે.

કહે ગૌતમ વાણી રે, કે અમૃત પદ પાવે, સિદ્ધ. ૫

( ૬ )

જ્ઞાનપદ ભજિયે રે જગત્ સુહંકરૂં, પાંચ એકાવન્ન ભેદે રે ।। સમ્યગજ્ઞાન જે જિનવરે ભાખિયું, જડતા જનની ઉચ્છેદે રે ।। જ્ઞાન૦ ।। ૧ ।। એ આંકણી ।। ભક્ષાભક્ષ વિવેચન પરગડો, ખીર નીર જેમ હંસો રે ।। ભાગ અનંતમો રે અક્ષરનો સદા, અપ્રતિપાતિ પ્રકાશ્યો રે ।। જ્ઞાન૦ ।। ૨ ।। મનથી ન જાણે રે

કુંભકરણવિધિ, તેહથી કુંભ કેમ થાશે રે ॥ જ્ઞાન દયાથી રે પ્રથમ છે નિયમા, સદસદ્‌ભાવ વિકાશે રે ॥ જ્ઞાન૦ ॥ ૩ ॥ કંચનનાણું રે લોચનવંત લહે, અંધો અંધ પુલાય રે ॥ એકાંત વાદી રે તત્ત્વ પામે નહીં, સ્યાદ્વાદ રસ સમુદાય રે ॥ જ્ઞાન૦ ॥ ॥ ૪ ॥ જ્ઞાન ભરયા ભરતાદિક ભવ તરયા, જ્ઞાન સકળ ગુણ મૂળ રે ॥ જ્ઞાની જ્ઞાન તણી પરણુતિ થકી, પામે ભવજળ કૂળ રે ॥ જ્ઞાન૦ ॥ ૫ ॥ અલ્પાગમ જઈ ઉગ્રવિહાર કરે. વિચરે ઉદ્યમવંત રે ॥ ઉપદેશમાળામાં કિરિયા તેહની, કાય કલેશ તસ હુંત રે ॥ જ્ઞાન૦ ॥ ૬ ॥ જયંત ભૂપો રે જ્ઞાન આરાધતો, તીર્થંકરપદ પામે રે ॥ રવિ શશિ મેહપરે જ્ઞાન અનંતગુણી, સૌભાગ્યલક્ષ્મી હિત કામે રે ॥ જ્ઞાનપદ ॥ ૭ ॥

---

( ૭ )

શ્રી દર્શનપદ પામે પ્રાણી, દર્શનમોહની દૂર રે ॥ કેવલી દીઠું તે મીઠું માને, શ્રદ્ધા સકલ ગુણ ભૂર રે ॥ પ્રભુજી સુખકર સમકિત દીજે ॥ દ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ વિઘટે મિથ્યા પુદ્‌ગલ આતમથી, તેહજ સમકિત વસ્ત રે ॥ જિનપ્રતિમા દર્શન તસ હોવે, પામીને સમકિત દસ્ત રે ॥ પ્ર૦ ॥ ૨ ॥ દોવિધ દર્શન શાસ્ત્રે ભાખ્યું, દ્રવ્ય ભાવ અનુસાર રે ॥ જે નિજ નયણે ધર્મને જોવે, તે દ્રવ્ય દર્શન ધાર રે ॥ પ્ર૦ ॥ ૩ ॥ જિનવંદન પૂજન નમનાદિક, ધર્મબીજ નિરધાર રે ॥ યોગદૃષ્ટિ સમુચ્ચય માંહે, એહ કહ્યો અધિકાર રે ॥ પ્ર૦ ॥ ૪ ॥ યદ્યપિ અબલ અછે તોહી પણ, આયતિ હિત કર સોય રે ॥ સિજ્જંભવપરે એહથી પામે, ભાવદર્શન પણ કોય રે ॥ પ્ર૦ ॥ ૫ ॥ સમકિત

સકળ ધર્મનો આશ્રય, એહનાં ખટ્ ઉપમાન રે ॥ ચારિત્ર નાણ નહિ વિણ સમકિત, ઉત્તરાધ્યયન વખાણ રે ॥ પ્ર૦ ॥ ૬ ॥ દર્શન વિણ કિરિયા નવિ લેખે, બિંદુ યથા વિણ અંક રે ॥ દશમાંહે નવ અંક અભેદ છે, તેમ કુસંગે નિકલંક રે ॥ પ્ર૦ ॥ ૭ ॥ અંતર્મુહૂર્ત પણ જે જીવે, પામ્યું દર્શન સાર રે ॥ અર્ધા પુદ્ગલ પરિયટમાંહે, નિશ્ચય તસ સંસાર રે ॥ પ્ર૦ ॥ ૮ ॥ ગત સમકિત પૂરવ બદ્ધાયુષ, દો વિનુ સમકિતવંત રે ॥ વિણ વૈમાનિક આયુ ન બાંધે, વિશેષાવશ્યક કહંત રે ॥ પ્ર૦ ॥ ૯ ॥ ભેદ અનેક છે દર્શન કેરા, સડસઠ્ઠ ભેદ ઉદાર રે ॥ સેવતો હરિ વિક્રમ જિન થાયે, સૌભાગ્યલક્ષ્મી વિસ્તાર રે ॥પ્રભુજી૦ ॥૧૦॥

---

## ॥ अथ दशम विनयपदपूजा प्रारंभ ॥

દોહા

શૌચમૂલથી મહા ગુણી, સર્વ ધર્મનો સાર ॥
ગુણ અનંતનો કંદ એ, નમો નમો વિનયાચાર ॥ ૧ ॥

॥ ઢાળ દશમી ॥

**( માળા કિહાં છે રે.–એ દેશી. )**

વિનયપદ દશમું પ્રકાશ્યું, પંચ ભેદ સામાન્યે રે ॥ દશવિહ તેર પ્રકારે જાણો, બાવનભેદ વિધાને રે ॥ વિનયપદ સેવો રે ॥ અરિહંતા જિહાં મુખ્ય ॥ વિનય, ॥ ૧ ॥ એ આંકણી ॥ છાસઠ્ઠ-ભેદ સિદ્ધાંતે ગાયા, સઘળા ગુણનો આધાર રે ॥ શમદમાદિક ગુણ સવિ સાચા, રાચ્યા જે વિનય વિચાર રે ॥ વિનય૦ ॥૨॥ અરિહાદિકનો ભાવ પ્રશસ્તે, વિધિયે વિનય કરંતો રે ॥ આહારી

પણ ઉપવાસતણું ફળ, નિરંતર અનુસરંતો રે ॥ વિનય૦ ॥૩॥ દોયહજાર ને બોલ ચિહુંત્તર, દેવવંદન વિધિધારો રે ॥ ચારશેં બાણું બોલ વિચારી, ગુરૂવંદન અવધારો રે ॥ વિનય૦ ॥ ૪ ॥ ગુરૂ વિનયે રત્નત્રય પામે, સંવર તપ નિજ્જરણા રે ॥ કર્મક્ષયે કેવલ ગુણ તેહથી, મોક્ષ અનંત સુખવરણા રે ॥ વિનય૦ ॥૫॥ પાંચ વંદનમાં ભાવવંદન તે, ઉપયોગે શુભ લહિયે રે ॥ અરિહાદિકનો વિનય ભાવતો, ચેતન તદ્રુપ કહિયે રે ॥ વિનય૦ ॥ ૬॥ દ્રવ્ય ભાવ દોય નય વિશુદ્ધો, ધન્નો એ પદ સેવંતો રે ॥ શ્રદ્ધા ભાસન તત્ત્વરમણ લહિ, સૌભાગ્યલક્ષ્મી દીપંતોરે ॥ વિનય૦ ॥૭॥

---

( ૮ )

ચારિત્રપદ શુભ ચિત્ત વસ્યું. જેહ સઘળા હો નયનો ઉદ્ધાર ॥ આઠ કરમ ચય રિક્ત કરે, નિરૂત્તે હો ચારિત્ર ઉદાર ॥ ચા૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ ચારિત્રમોહ અભાવથી, દેશ સંયમ હો સર્વ સંયમ થાય ॥ આઠ કષાય મિટાવીને, દેશવિરતિ હો મનમાંહિ ઠહરાય ॥ ચા૦ ॥ ૨ ॥ બાર કષાય મનથી મટે, સર્વ વિરતિ હો પ્રગટે ગુણરાશી ॥ દેશથી સર્વ સંયમ વિષે, અનંતગુણી હો વિશુદ્ધિ સમાસ ॥ ચા૦ ॥ ૩ ॥ સંયમગુણઠાણુ ફરશ્યા વિના, તત્ત્વરમણતા હો કેમ નામ કહેવાય ॥ ગજપાખર ખર નવિ વહે, એહની ગુરૂતા હો આતમમાં સમાય ॥ ચા૦ ॥ ૪ ॥ વર્ષ સંયમના પર્યાયમાં, અનુત્તરનાં હો સુખ અતિક્રમ હોય ॥ શુકલ શુકલ પરિણામથી, સંયમથી હો ક્ષણમાં સિદ્ધિ જોય ॥ ચા૦ ॥ ૫ ॥ સર્વ સંવર ચારિત્ર લહી, પામે અરિહા હો સહિ મુક્તિનું રાજ ॥ અનંતર કારણ ચરણ છે, શિવપદનું હો નિશ્ચય

મુનિરાજ ॥ ચા૦ ॥ ૬ ॥ સત્તર ભેદ સંયમતણા, ચરણસિત્તરી હો કહી આગમમાંહિ ॥ વરૂણદેવ જિનવર થયો, વિજયલક્ષ્મી હો પ્રગટે ઉત્સાહિ ॥ ચારિત્રપદ૦ ॥ ૭ ॥

॥ ઇતિ ચારિત્રપદપૂજા એકાદશી ॥ ૧૧ ॥

---

## ॥ अथ द्वादश ब्रह्मचर्यपदपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

જિનપ્રતિમા જિનમંદિરા, કંચનનાં કરે જેહ ॥
બ્રહ્મવ્રતથી બહુ ફળ લહે, નમો નમો શિયલ સુદેહ ॥ ૧ ॥

॥ ઢાળ બારમી ॥

**( કયું જાણ્યું કયું બની આવહી.—એ દેશી. )**

બ્રહ્મચર્યપદ પૂજીયે, વ્રતમાં મુકુટસમાન હો વિનીત ॥ શીયળ સુરતરૂ રાખવા, કહી નવ વાડ ભગવાન હો વિનીત ॥ નમો નમો બંભવયધારિણં ॥ ૧ ॥ એ આંકણી ॥ કૃતકારિત અનુમતિ તજે, દીવ્ય ઔદારિક કામ હો વિનીત ॥ ત્રિકરણયોગે એ પરિહરે, ભેદ અઢાર ગુણધામ હો વિનીત ॥ નમો૦ ॥ ૨ ॥ દશ અવસ્થા કામની, ત્રેવીશ વિષય હરંત હો વિનીત ॥ અઢારસહસ્સ શીલાંગરથે, બેઠા મુનિ વિચરંત હો વિનીત ॥ નમો૦ ॥ ૩ ॥ દ્રવ્યથી ચાર દારા તજે, ભાવે પરપરિણતિ ત્યાગ હો વિનીત ॥ દશ સમાહિ ઠાણ સેવતાં, ત્રીશ અબંભનાં ત્યાગ હો વિનીત ॥ નમો૦ ॥ ૪ ॥ દીયે દાન સોવન કોડીનું, કંચનચૈત્ય કરાય હો વિનીત ॥ તેહથી બ્રહ્મવ્રત ધારતાં, અગણિત પુણ્ય સમુદાય હો વિનીત ॥ ન૦ ॥ ૫ ॥ ચોરાશી સહસ મુનિદાનનું, ગૃહસ્થ ભક્તિ ફળ જોય હો વિનીત ॥ ક્રિયાગુણઠાણે મુનિ વડા, ભાવ-

તુલ્ય નહિ કોય હો વિનીત ॥ નમો૦ ॥ ૬ ॥ દશમે અંગે વખાણિયો, ચંદ્રવર્મા નરિંદ હો વિનીત ॥ તેમ આરાધી પ્રભુતા વર્યો, સૌભાગ્યલક્ષ્મી સૂરિંદ હો વિનીત ॥ નમો૦ ॥ ૭ ॥

---

( ૯ )

તપપદને પૂજજો હો પ્રાણી. તપપદને પૂજજો ॥ એ આંકણી ॥ સર્વ મંગળમાં પહેલું મંગળ, કર્મ નિકાચિત ટાળે ॥ ક્ષમાસહિત જે આહાર નિરીહતા, આતમઋદ્ધિ નિહાળે હો પ્રાણી ॥ તપ૦ ॥૧॥ તે ભવ મુક્તિ જાણે જિનવર, ત્રણ ચઉ જ્ઞાને નિયમા ॥ તોયે તપ આચરણ ન મૂકે, અનંતગુણો તપ મહિમા હો પ્રાણી ॥ તપ૦ ॥૨॥ પીઠ અને મહાપીઠ મુનિશ્વર. પૂરવભવ મલ્લિ જિનનો ॥ સાધવી લખમણા તપ નવિ ફળિયો, દંભ ગયો નહિ મનનો હો પ્રાણી ॥ તપ૦ ॥ ૩ ॥ અગ્યાર લાખ ને એંશી હજાર, પાંચસેં પાંચ દીન ઉણા ॥ નંદનઋષિયે માસખમણ કરી, કીધાં કામ સંપુન્નાં હો પ્રાણી ॥તપ૦॥૪॥ તપ તપિયા ગુણરત્ન સંવત્સર, ખંધક ક્ષમાના દરિયા ॥ ચૌદહજાર સાધુમાં અધિકા. ધન્નો તપગુણ ભરિયા હો પ્રાણી ॥ તપ૦ ॥ ૫ ॥ ષડ ભેદ બાહેરતપના પ્રકાશ્યા, અંતર તપ ષટ્ ભેદ ॥ બાર ભેદે તપ તપનાં નિર્મળ, સફળે અનેક ઉમેદ હો પ્રાણી ॥ તપ ॥ ૬ ॥ કનકકેતુ એહ પદને આરાધી, સાધી આતમ કાજ ॥ તીર્થંકરપદ અનુભવ ઉત્તમ, સૌભાગ્યલક્ષ્મી મહારાજ હો પ્રાણી ॥ તપ૦ ॥ ૭ ॥

---

# થોયો.

( ૧ )

વીર જિનેશ્વર અતિ અલવેસર, ગૌતમ ગુણના દરિયાજી;
એક દિન આણા વીરની લઇને, રાજગ્રહી સંચરીયાજી;
શ્રેણિક રાજા વંદન આવ્યા, ઉલટ મનમાં આણીજી.
પર્ષદા આગલ બાર બિરાજે, હવે સુણો ભવી પ્રાણીજી,
માનવ ભવ તુમે પુન્યે પામ્યા, શ્રી સિદ્ધચક્ર આરાધોજી.
અરિહંત સિદ્ધ સૂરિ ઉવજ્ઝાયા, સાધુ દેખી ગુણ વાધોજી;
દરિસણ નાણ ચારિત્ર તપ કીજે, નવપદ ધ્યાન ધરીજેજી.
ધુર આસોથી કરવા આંબિલ. સુખ સંપદા પામીજેજી.
શ્રેણિકરાય ગૌતમને પૂછે, સ્વામી ! એ તપ કેણે કીધોજી.
નવ આંબિલ તપ વિધિશું કરતાં, વાંછિત સુખ કોણે લીધોજી
મધુરી ધ્વની બોલ્યા શ્રીગૌતમ, સાંભળો શ્રેણિકરાય વયણાજી
રોગ ગયો ને સંપદા પામ્યા, શ્રી શ્રીપાળ ને મયણાજી.
રૂમઝુમ કરતી પાયે નેઉર, દીસે દેવી રૂપાલીજી,
નામ ચક્કેસરીને સિદ્ધાઇ, આદિ જિનવર રખવાલીજી;
વિઘ્ન કોડ હરે સહુ સંઘનાં, જે સેવે એના પાયજી,
ભાણવિજય કવિ સેવક નય કહે, સંનિધ કરજો માયજી.

( ૨ )

જિનશાસન વંછિત, પૂરણ દેવ રસાલ,
ભાવે ભવિ ભણીયે, સિદ્ધચક્ર ગુણમાલ;
તિહું કાલે એહની, પૂજા કરે ઉજમાલ,

તે અજર અમર પદ, સુખ પામે સુવિશાલ. ૧
અરિહંત સિદ્ધ વંદો, આચારજ ઉવજ્ઝાય.
મુનિ દરિસણ નાણ, ચરણ તપ એ સમુદાય;
એ નવપદ સમુદિત, સિદ્ધચક્ર સુખદાય,
એ ધ્યાને ભવિનાં, ભવકોટિ દુઃખ જાય. ૨
આસો ચૈતરમાં, શુદિ સાતમથી સાર,
પૂનમ લગે કીજે, નવ આંબિલ નિરધાર;
દોય સહસ્ર ગણણું, પદ સમ સાડાચાર.
એકાશી આંબિલ, તપ આગમઅનુંસાર. ૩
સિદ્ધચક્રનો સેવક, શ્રી વિમલેસર દેવ,
શ્રીપાલતણી પરે, સુખ પૂરે સ્વયમેવ:
દુઃખ દોહગ નાવે, જે કરે એહની સેવ,
શ્રી સુમતિ સુગુરુનો, રામ કહે નિત્યમેવ. ૪

( ૩ )

અરિહંત નમો વલી સિદ્ધ નમો,
આચારજ વાચક સાહુ નમો;
દર્શન જ્ઞાન ચારિત્ર નમો.
તપ એ સિદ્ધચક્ર સદા પ્રણમો. ૧
અરિહંત અનંત થયા થાશે,
વલીભાવ નિક્ષેપે ગુણ ગાશે;
પડિક્કમણાં દેવવંદન વિધિશું.
આંબિલ તપ ગણણું ગણો વિધિશું, ૨
છહરી પાળી જે તપ કરશે,
શ્રીપાળતણી પરે ભવ તરશે;

સિદ્ધચક્રને કુણ આવે તોલે,
એહવા જિન આગમ ગુણ બોલે, ૩
સાડાચાર વરસે તપ પૂરો.
એ કર્મ વિદારણ તપ શૂરો;
સિદ્ધચક્રને મનમંદિર થાપો,
નથ વિમલેસર વર આપો. ૪

( ૪ )

પ્રહ ઉઠી વંદુ, સિદ્ધચક્ર સદાય,
જપીએ નવપદનો, જાપ સદા સુખદાય,
વિધિપૂર્વક એ તપ, જો કરે થઇ ઉજમાલ,
તે સવિ સુખ પામે, જિમ મયણા શ્રીપાળ ૧
માલવપતિ પુત્રી, મયણા અતિ ગુણવંત.
તસ કર્મ સંયોગે, કોઢી મળિયો કંત.
ગુરૂવચણે તેણે, આરાધ્યું તપ એહ,
સુખ સંપદ વરિયાં. તરિયા ભવજલ તેહ. ૨
આંબિલ ને ઉપવાસ, છઠ્ઠ વલી અઠ્ઠમ,
દશ અઠ્ઠાઈ પંદર, માસ છ માસી વિશેષ;
ઇત્યાદિક તપ બહુ, સહુમાંહિ શિરદાર.
જે ભવિયણ કરશે, તે તરશે સંસાર. ૩
તપ સંનિધ્ય કરશે, શ્રી વિમલેશ્વર યક્ષ.
સહુ સંઘનાં સંકટ, ચૂરે થઇ પ્રત્યક્ષ;
પુંડરીક ગણધાર, કનકવિજય બુધ શિષ્ય.
બુધ દર્શન વિજય કહે, પહોંચે સકલ જગીશ. ૪

( ૫ )

અંગ દેશ ચંપાપુરી વાસી; મયણા ને શ્રીપાળ સુખાશી,
સમકિતશું મન વાસી, આદિ જિનેશ્વરની ઉલ્લાસી;
ભાવે પૂજા કીધી મન આશી, ભાવ ધરી વિશ્વાસી,
ગલિત કોઢ ગયો તેણે નાશી, સુવિધિશું સિદ્ધચક્ર ઉપાસી;
થયા સ્વર્ગના વાસી, આસો ચૈત્ર તણી પૂર્ણમાસી,
પ્રેમે પૂજો ભક્તિ વિકાસી, આદિ પુરૂષ અવિનાશી. ૧

કેસર ચંદન મૃગમદ ઘોળી, હરખેશું ભરી હેમકચોળી,
શુદ્ધ જળે અંઘોળી, નવ આંબિલની કીજે ઓળી;
આસો શુદિ સાતમથી ખોલી, પૂજો શ્રી જિન ટોળી,
ચઉગતિમાંહે આપદા ચોળી, દુર્ગતિનાં દુખ દૂરે ઢોળી;
કર્મ નિકાચિત રોળી, કર્મ કષાય તણા મદ રોળી.
જેમ શિવ રમણી ભમર લોળી, પામ્યા સુખની ઓળી. ૨

આસો શુદ સાતમશું વિચારી, ચૈત્રી પણ ચિત્તશું નિરધારી,
નવ આંબિલની સારી, ઓળી કીજે આળસ વારી;
પ્રતિક્રમણ બે કીજે ધારી, સિદ્ધચક્ર પૂજો સુખકારી,
શ્રીજિનભાષિત પરઉપકારી, નવદિન જાપ જપો નરનારી;
જેમ લહીએ મોક્ષની બારી, નવપદ મહિમા અતિ મનોહારી,
જિન આગમ ભાખે ચમત્કારી, જાઉં તેહની બલિહારી. ૩

શ્યામ ભમર સમ વીણા કાળી, અતિ સોહે સુંદર સુકુમાળી,
જાણે રાજમરાળી, જલહલ ચક્ર ધરે રૂપાળી;
શ્રી જિનશાસનની રખવાળી, ચક્રેશ્વરી મેં ભાળી.
જે એ ઓળી કરે ઉજમાળી, તેનાં વિઘ્ન હરે સૌ બાળી;
સેવક જન સંભાળી, ઉદયરત્ન કહે આસનવાળી,
જે જિન નામ જપે જપ માળી, તે ઘર નિત્ય દીવાળી. ૪

( ૬ )

॥ શ્રી સિદ્ધચક્ર સેવો સુવિચાર, આણી હૈડે હરખ અપાર, જિમ લહો સુખ શ્રીકાર ॥ મન શુદ્ધે ઓલી તપ કીજે, અહોનિશ નવ પદ ધ્યાન ધરીજે, જિનવર પૂજા કીજે ॥ પડિક્કમણાં દોય ટંકનાં કીજે, આઠે થુઇએ દેવ વાંદીજે, ભૂમિ સંથારો કીજે ॥ મૃષા તણો કીજે પરિહાર, અંગે શીયલ ધરીજે સાર, દીજે દાન અપાર ॥ ૧ ॥ અરિહંત સિદ્ધ આચાર્ય નમીજે, વાચક સર્વે સાધુ વંદીજે, દંસણ નાણ સુણીજે ॥ ચારિત્ર તપનું ધ્યાન ધરીજે, અહોનિશ નવ પદ ગણણું ગણીજે, નવ આંબિલ પણ કીજે ॥ નિશ્ચલ રાખી મન હો નિશ્ચે, જપીએ પદ એક એક ઇશ, નો કારવાલી વીશ ॥ છેલ્લે આંબિલ મોટો તપ કીજે, સત્તરભેદી જિનપૂજા રચીજે, માનવભવ લાહો લીજે ॥૨॥ સાતસેં કુષ્ટીયાના રોગ. નાઠા યંત્ર નમણ સંજોગ, દૂર હુઆ કર્મના ભોગ ॥ અઢારે કુષ્ઠ દૂરે જાયે, દુઃખ દોહગ દૂર પલાયે, મનવંછિત સુખ થાયે ॥ નિરધનીયાને દે બહુ ધન્ન, અપુત્રીયાને દે પુત્રરતન્ન: જે સેવે શુદ્ધ મન્ન ॥ નવકાર સમો નહીં કોઇ મંત્ર, સિદ્ધચક્ર સમો નહીં કોઇ જંત્ર, સેવો ભવિ હરખંત ॥૩॥ જિમ સેવ્યા મયણા શ્રીપાલ, ઉંબર રોગ ગયો સુખ રસાલ, પામ્યા મંગલમાલ ॥ શ્રી પાલ તણી પેરે જે આરાધે, દિન દિન દોલત તસ ઘર વાધે, અતિ શિવસુખ સાધે ॥ વિમલેશ્વર યક્ષ સેવા સારે, આપદા કષ્ટને દૂર નિવારે, દોલત લક્ષ્મી વધારે ॥ મેઘવિજય કવિયણના શિષ્ય, આણી હૈડે ભાવ જગદીશ, વિનય વંદે નિશદિશ ૪

( ૭ )

વિપુલકુશલમાલા કેલિગેહં વિશાલા, સમવિભવનિધાનં શુદ્ધમંત્રપ્રધાનં ॥ સુરનરપતિસેવ્યં દિવ્યમાહાત્મ્યભવ્યં; નિહતદુરિત

ચક્રં, સંસ્તુવે સિદ્ધચક્રમ્ ॥૧॥ દમિતકરણવાહં–ભાવતો યઃ કૃતાહં, કૃતિનિકૃતિવિનાશં પૂરિતાંગિવ્રજાંશમ્ ॥ નમિતજિનસમાજં સિદ્ધ-ચક્રાદિબીજં, ભજતિ સ ગુણરાજ્ઞઃ સોઽનિશં સૌખ્યરાજીઃ ॥ ૨ ॥ વિવિધસુકૃતશાખો ભંગપત્રૌઘશાલી, નયકુસુમમનોજ્ઞઃ પ્રૌઢસંપત્ફ-લાઢ્યં ॥ હરતુ વિનુવતાંશ્રી–સિદ્ધચક્રં જનાનાં, તરૂરિવ ભવતાપા નાગમઃશ્રીજિનાનામ્ ॥૩॥ જિનપતિ પદસેવાં સાવધાના ધુનાના, દુરિતરિપુકદંબં–કાંત(ત) કાંતિં દધાના ॥ દદતુ તપસિ પુંસાં સિદ્ધ-ચક્રસ્ય નવ્ય-પ્રમદમિહ રતાનાં, રોહિણીમુખ્યદેવ્યઃ ॥૪॥

( ૮ )

જં ભત્તિજુત્તાજિણસિદ્ધસૂરિઉવજ્ઝાયસાહૂણ કમે નમંતિ। સુદંસણન્નાણ તવા ચરિત્તં, પુઅંતુ પાવેહ સુહં અણંતં ॥ ૧ ॥ નામાઇલેએણ જિણિંદચંદા, નિચ્ચં નયા જેસિ સુરિંદવિંદા. ' તં સિદ્ધચક્કસ્સ તવં રયાણં, કુણંતુ ભવ્વાણ પસત્થનાણં ॥ ૨ ॥જો અત્થઓ વીરજિણેણ પુવ્વિં, પચ્છા ગણિંદેહિં સુભાસિઓ અ। એયસ્સ આરાહણતપ્પરાણં, સો આગમો સિદ્ધિસુહં કુણેઉ ॥ ૩ ॥ સવ્વત્થ સવ્વે વિમલખ્ખહાઇ, દેવા તહા સાસણદેવયાઓ । જે સિદ્ધચક્કંમિ સયાવિ ભત્તા, પૂરિંતુ ભવ્વાણ મણોરહં તે ॥ ૪ ॥

( ૯ )

રૂષભ ચંદ્રાનન વંદનકીજે, વારિષેણ દુઃખ વારેજી,
વર્ધ માન જીનવર વળી પ્રણમો, શાશ્વત નામ એચારેજી,
ભરતા દિક ક્ષેત્રે મળી હોવે, ચાર નામ ચિત્ત ધારેજી,
તિણે ચારે એ શાશ્વત જીનવર,નમિયે નિત્ય સવારેજી, ૧
ઉર્ધ્વ અધો તિર્છે લોકે થઇ, કોડિ પનરસે જાણોજી,

ઉપર કોડિ બેતાલીસ પ્રણમો, અડવન લખ મન આણોજી.
છત્રીસ સહસ એંશી તે ઉપરે, બિંબ તણો પરિમાણોજી.
અસંખ્યાત વ્યંતર જ્યોતિષીમાં, પ્રણમું તે સુવિહાણોજી-૨
રાયપસેણી જીવાભિગમે, ભગવતી સૂત્રે ભાખીજી,
જંબુ દ્વિપપન્નત્તિ ઠાણાંગે, વિવરીને ઘણું દાખીજી,
વળી અશાશ્વતી જ્ઞાતા કલ્પમાં, વ્યવહાર પ્રમુખે આખીજી,
તે જીન પ્રતિમા લોપે પાપી, જીહાં બહુ સૂત્ર છે સાખીજી-૩
એ જીન પૂજાથી આરાધક, ઇશાન ઈંદ્ર કહાયાજી,
તિમ સૂરિયાભ પ્રમુખ બહુ સુરવર, દેવીતણા સમુદાયાજી,
નંદીશ્વર અઠ્ઠાઈ મહોત્સવ, કરે અતિ હર્ષ ભરાયાજી,
જીન ઉત્તમ કલ્યાણક દિવસે, પદ્મ વિજય નમે પાયાજી-૪

---

## શ્રી મુનિચંદ્ર મુનિશ્વરનો ઉપદેશ.

ભમતાં એહ સંસારમાં, દુર્લહો નરભવ લાધોરે; છાંડી નિંદ પ્રમાદની, આપ સવારથ સાધોરે; ચેતન ચેતોરે ચેતના, અણિ ચિત્ત મઝારરે. ચેતન૦ ૧ સામગ્રી સવિ ધર્મની, એળે જે નર ખોઇરે; માખીની પરે હાથ તે, ઘસતાં આપ વિગોઇરે. ચે૦ ૨. જાન સજી બહુ જુગતિશું, જેમ કોઇ પરણવા જાયરે; લગન વેળા ગઈ ઉંઘમાં, પછી ઘણું પસ્તાયરે. ચે૦ ૩. એણિપરે દેઈ દેશના, કરી ભવિક ઉપકારરે; ગુરૂ મયણાને ઓળખી, બોલાવે તેણીવાર રે. ચે૦ ૪ રે કુંવરી ! તું રાયની, સાથે સબળ પરિવારરે; અમ ઉપાસરે, આવતી, પૂછણ અર્થ વિચારરે. ચે૦ ૫. આજ કિશ્યું ઈમ એકલી, એ કુણ પુરૂષ રતન્નરે ? ; ધુરથી વાત સવિ કહી,

મયણા સ્થિર કરી મન્નરે. ચે૦ ૬. મનમાંહે નથી આવતું, અવર કિશું દુખ પૂજ્જરે; પણ જિનશાસન હેલના, સાલે લોક અણુજ્જરે. એ૦ ૭ ગુરૂ કહે દુઃખ મ આણજો, ઓછું અંશ ન ભાવેરે; ચિંતામણિ તુજ કર ચડયો, ધર્મતણે પરભાવેરે. ચે૦ ૮. વડવખતી નર એહ છે, હોશે રાયાં રાયરે; શાસન સોહ વધારશે, જગ નમશે જસ પાયરે. ચે૦ ૯. મયણા ગુરૂને વિનવે, દેઇ આગમ ઉપયોગરે; કરી ઉપાય નિવારિયે, તુમ શ્રાવક તનુરોગરે; ચે૦ ॥ ૧૦ ॥ સૂરિ કહે એ સાધુનો, ઉત્તમ નહિ આચારરે; યંત્ર જડી મણિ મંત્ર જે, ઔષધ ને ઉપચારરે ચે૦ ॥ ૧૧ ॥ પણ એ સુપુરૂષ એહથી; થાશે ધર્મ ઉદ્યોતરે; તેણે એક યંત્ર પ્રકાશશું, જસ જગ જાગતિ જ્યોતરે. ચે૦ ૧૨. શ્રી મુનિચંદ્ર મુનીશ્વરે, આગમગ્રંથ વિલોઇરે; માખણની પરે ઉદ્ધર્યો, સિદ્ધચક્ર યંત્ર જોઇરે. ચે૦ ૧૩. અરિહંતાદિક નવ પદે. ૐ હ્રીં પદ સંયુત્તરે; અવર મંત્રાક્ષર અભિનવા, લહિયે ગુરૂગમ તત્તરે. ચે૦ ૧૪. સિદ્ધાદિક પદ ચિહું દિશે, મધ્યે અરિહંત દેવરે; દરિસણ નાણ ચરિત્ત તે, તપ ચિહું વિદિશે સેવરે, ચે૦ ૧૫ ॥ અષ્ટકમળદળ ઇણિપરે, યંત્ર સકળ શિરતાજરે; નિર્મળ તન મન સેવતાં, સારે વાંછિત કાજરે. ચે૦ ૧૬. આસો શૂદિમાંહે માંડિયે, સાતમથી તપ એહરે; નવ આંબિલ કરી નિર્મળાં; આરાધો ગુણગેહરે. ચે૦ ૧૭ વિધિપૂર્વક કરી ધોતિયાં, જિન પૂજો ત્રણ કાળરે; પૂજા અષ્ટ પ્રકારની, કીજે થઈ ઉજમાળરે. ચે૦ ૧૮, નિર્મળ ભૂમિ સંથારિયે, ધરિયે શીળ જગીશરે; જપિયે પદ એકેકની, નોકરવાળી વીશરે. ચે૦ ૧૯, આઠે થુઇયે વાંદિયે, દેવ સદા ત્રણ વારરે; પડિકમણાં દોય કીજીયે, ગુરૂ વૈયાવચ્ચ સારરે. ચે૦ ૨૦. કાયા વશ કરી

રાખિયે, વચન વિચારી બોલરે; ધ્યાન ધર્મનું ધારિયે, મનસા કીજે અડોલરે. ચે૦ ૨૧. પંચામૃત કરી એકઠાં, પરિગળ કીજે પખાળરે; નવમે દિન સિદ્ધચક્રની, કીજે ભકિત વિશાળરે. ચે૦ ૨૨. શૃદિ સાતમથી ઇણિ પરે, ચૈત્રી પૂનમ ઓમરે; ઓળી એહ આરાધિયે, નવ આંબિલની નીમરે. ચે૦ ૨૩. એમ એકાશી આંબિલે, ઓળી નવ નિરમાયરે; સાડાચાર સંવત્સરે, એ તપ પૂરણ થાયરે. ચે૦ ૨૪. ઉજમાણું પણ કીજિયે, શક્તિતણે અનુસારરે; ઇહ ભવ પરભવ સુખ ઘણાં, પામીજે ભવપારરે. ચે૦ ૨૫. આરાધન ફળ એહનાં, ઇણ ભવે આણ અખંડરે; રોગ દોહગ દુઃખ ઉપશમે, જિમ ઘન પવન પ્રચંડરે. ૨૬, નમણજળે સિદ્ધચક્રને, કોઢ અઢારે જાયરે; વાય ચોરાશી ઉપશમે, ફરે ગુંબડ ઘાયરે. ચે૦ ૨૭. ભીમ ભગંદર ભય ટળે, જાય જળોદર દૂરરે; વ્યાધિ વિવિધ વિષ વેદના, જ્વર થાયે ચકચૂરરે. ચે૦ ૨૮. ખાસ ખયન ખસ ચક્ષુના, રોગ મિટે સંનિપાતરે; ચોર ચરડ ડર ડાકિણી, કોઇ ન કરે ઉપઘાતરે. ચે૦ ૨૯. હીક હરષ ને હેડકી. નારાં ને નાસૂરરે; પાઠાં પીડા પેટની, ટળે દંત દુઃખ દૂરરે. ચે૦ ૩૦ નિર્ધનિયાં ધન સંપજે, અપૂત્ર પુત્રિયા હોયરે; વિણ કેવલી સિદ્ધચક્રના; ગુણ ન શકે કહિ કોયરે. ચે૦ ૩૧. રાસ રચ્યો શ્રીપાળનો, તિહાં એ સાતમી ઢાળરે; વિનય કહે શ્રોતા ઘરે, હોજો મંગળમાળરે.ચે૦૩૨

---

## શ્રી અજીતસેન મુનિની સ્તુતિ.

---

હુઓ ચારિત્તજુત્તો સમિતિને ગુત્તો, વિશ્વનો તારૂજી,
શ્રીપાલ તે દેખી સુગુણ ગવેષી મોહિયો ॥ વારૂજી.

પ્રણમે પરિવારે ભક્તિ ઉદારે, વિશ્વનો તારૂજી.
કહે તુઝ ગુણ થુણિયેં પાતક હણીયેં આપણાં ॥ વા૦ ॥ ૧.
ઉપશમ અસિધારેં ક્રોધને મારે ॥ વિશ્વનો તારૂજી.
તું મદ્દવવજ્જે મદગિરિ ભજ્જે મોટકા, વારૂજી.
માયાવિષવેલી મૂલ ઉખેડી ॥ વિશ્વનો તારૂજી.
તેં અજ્જવ કીલેં સહજ સલીલેં આમટી ॥ વારૂજી, ૨.
મૂર્છાજલ ભરિયો ગહન ગુહરિયો ॥ વિશ્વનો તારૂજી.
તેં તરિયો દરિયો મુત્તિ તરીશું લોભનો ॥ વારૂજી.
એ ચાર કષાયા ભવતરૂ પાયા ॥ વિશ્વનો તારૂજી.
બહુ ભેદે ખેદે સહિત નિકંદી તું જયો ॥ વારૂજી. ૩.
કંદર્પે દર્પે સવિ સુર જીત્યા, વિશ્વનો તારૂજી.
તે તેં ઇક ધક્કે વિક્રમ પક્કે મોડીયો, વારૂજી.
હરિનાદેં ભાજે ગજ નવિ ગાજે, વિશ્વનો તારૂજી.
અષ્ટાપદ આગલ તે પણ છાગલ સારિખો, વારૂજી. ૪
રતિ અરતિ નિવારી ભય પણ ભારી, વિશ્વનો તારૂજી.
તેં મન નવિ ધરિયા તેહજ ડરિયા તુજથી, વારૂજી.
તેં તજીય દુગંછા શી તુજ વંછા, વિશ્વનો તારૂજી.
તેં પુગ્ગલ અપ્પા બિહું પખેં થપ્પા લક્ષણેં, વારૂજી. ૫.
પરિસહની ફોજેં તું નિજ મોજે; વિશ્વનો તારૂજી.
નવિ ભાગો લાગો રણ જિમ નાગો એકલો; વારૂજી ॥
ઉપસર્ગને વર્ગે તું અપવર્ગે; વિશ્વનો તારૂજી ।
ચાલંતા નડિયો તું નવિ પડિયો પાશમાં. વા૦ ॥ ૬ ॥
દોય ચોર ઉઠંતા વિષમ વ્રજંતા; વિશ્વનો તારૂજી ।
ધીરજ પવિદંડે તેજ પ્રચંડે તાડિયો; વારૂજી ।

નઈધારણ તરતાં પાર ઉતરતાં; વિશ્વનો તારૂજી ।
નવિ મારગ લેખા વિગત વિશેષા દેખિયેં. વા૦ ॥ ૭ ॥
તિહાં જોગનાલિકા સમતા નામે, વિશ્વનો તારૂજી ।
તેં જોવા માંડિ ઉતપથ છાંડિ ઉદ્યમેં; વારૂજી ॥
તિહાં દીઠી દૂરેં આનંદપૂરે, વિશ્વનો તારૂજી ॥
ઉદાસીનતા શેરી નહિ ભવ ફેરી વક્ર છે. વા૦ ॥ ૮ ॥
તે તું નવિ મૂકે જોગ ન ચૂકે, વિશ્વનો તારૂજી ।
બાહિર ન અંતર તુંજ નિરંતર સત્ય છે; વારૂજી ॥
નય છે બહુરંગા તિહાં ન એકંગા, વિશ્વનો તારૂજી ।
તુમેં નય પક્ષકારી છો અધિકારી મુક્તિના વા૦ ॥૯॥
તુમેં અનુભવ જોગી નિજગુણ ભોગી, વિશ્વનો તારૂજી ।
તુમેં ધર્મસંન્યાસી શુદ્ધ પ્રકાશી તત્ત્વના; વારૂજી ॥
તુમેં આતમદરસી ઉપશમ વરસી, વિશ્વનો તારૂજી ॥
સીંચો ગુણ વાડી થાયે જાડી પુણ્યશું. વારૂજી ॥ ૧૦ ॥
અપ્રમત્ત પ્રમત ન દ્વિવિધ કહીજેં, વિશ્વનો તારૂજી ॥
જાણંગ ગુણઠાણંગ એકજ ભાવ તે તેં ગ્રહ્યો; વારૂજી ॥
તુમેં અગમ અગોચર નિશ્ચય સંવર, વિશ્વનો તારૂજી ।
ફરસ્યું નવિ તરસ્યું ચિત્ત તુમ કેરૂં સ્વપ્નમાં. વા૦ ॥૧૧॥
તુજ મુદ્રા સુંદર સુગુણ પુરંદર વિશ્વનો તારૂજી ।
સૂચે અતિ અનુપમ ઉપશમ લીલા ચિત્તની; વારૂજી ॥
જો દહન ગહન હોય અંતરચારી, વિશ્વનો તારૂજી ।
તો કિમ નવપલ્લવ તરૂઅર દીસે સોહતો. વા૦ ॥ ૧૨ ॥
વૈરાગી ત્યાગી તું સોભાગી, વિશ્વનો તારૂજી ।
તુજ શુભમતિ જાગી ભાવઠ ભાગી મૂલથી; વારૂજી ॥

ગ પૂજ્ય તું મારો પૂજ્ય છે પ્યારો, વિશ્વનો તારૂજી ॥
હેલાં પણ નમિયો હવે ઉપશમિયો આદર્યો. વા૦ ॥૧૩॥
મ ચોથે ખંડે રાગ અખંડે સંથુણ્યો, વિશ્વનો તારૂજી ।
મુનિ શ્રીપાલે પંચમી ઢાલે તે કહ્યો વારૂજી ॥
નવપદમહિમા મહિમાયે મુનિ ગાવશે, વિશ્વનો તારૂજી ॥
વિનય સુજસ ગુણ કમલા વિમલા પાવશે. વારૂજી. ॥૧૪॥

## અજિતસેન મુનિની દેશના.

ણી વાણી જિનતણી, તુમ્હે ધારો ચિત્ત મઝારરે;
હે મુંજ્યા મત ફિરો, મોહ મૂકે સુખ નિરધારરે;
હ મુકે સુખ નિરધાર. સંવેગ ગુણ પાલીયે પુણ્યવંતરે;
યવંત અનંત વિજ્ઞાન, વદે ઇમ કેવલી ભગવંતરે. ૧
દૃષ્ટાંતે દોહિલો, માનવભવ તે પણ લધ્ધરે;
ર્યક્ષેત્રે જન્મ જે; તે દુર્લભ સુકૃત સંબંધરે ।
ત દુર્લભ સુકૃત સંબંધરે ॥ સંવે૦ ॥ ૨ ॥
ર્યક્ષેત્રે જનમ હુઓ, પણ ઉત્તમકુલ છે દુર્લભરે ॥
ધાદિકકુલે ઉપનો, શું આર્યક્ષેત્ર અચંભરે, શું. સંવે૦૩ ॥
પામે પણ દુલ્લહો, રૂપ આરોગ આઉ સમાજરે ।
ી રૂપરહિત ઘણા, હીણ આઉ દીસે છે આજરે ॥
હીણ આઉ દીસે છે આજરે. સંવે૦ ॥ ૪ ॥
સવિ પામે પણ સહી, દુલહો છે સુગુરૂ સંયોગરે ।
ને ખેત્રે નહિ સદા મુનિ પામીજે શુભ યોગરે ॥
મુનિ પામીજે શુભ યોગરે, સંવે૦ ॥ ૫ ॥

મ્હોટે પુણ્યેં પામીયેં, જો સદ્દગુરૂ સંગ સુરંગરે ।
તેર કાઠીયા તો કરે, ગુરૂ દર્શન ઉત્સવ ભંગરે. ગુ. સંવે ॥૬॥
દર્શન પામે ગુરૂતણું, ધૂર્ત્ત વ્યુદગ્રાહિત ચિત્તરે ॥
સેવા કરી જન નવિ શકે, હોય ખોટો ભાવ અમિત્તરે ॥
હોય ખોટો ભાવ અમિત્તરે. સંવે૦ ॥ ૭ ॥

ગુરૂસેવા પુણ્યેં લહી, પાસેં પણ બેઠા નિત્તરે ।
ધર્મશ્રવણ તોહે દોહિલું, નિદ્રાદિક દિયે જો ભિત્તરે ॥
નિદ્રાદિક દિયેજો ભિત્તરે સંવે૦ ॥ ૮ ॥

પામી શ્રુત પણ દુલ્લહા, તત્ત્વબુદ્ધિ તે નરને ન હોયરે ।
શૃંગારાદિક કથારસેં, શ્રોતા પણ નિજ ગુણ ખોયરે.
શ્રો૦ સંવે૦ ॥ ૯ ॥

તત્ત્વ લહે પણ દુલ્લહા, સદ્દહણા જાણો સંતરે ।
કોઇ નિજ મતિ આગલ કરે, કોઇ ડામાડોલ ફિરંતરે ॥
કોઇ ડામાડોલ ફિરંતરે સંવે૦ ॥ ૧૦ ॥

આપ વિચારે પામિયે, કહો તત્ત્વતણો કિમ અંતરે ।
આલસુઆ ગુરૂ શિષ્યનો, ઇહાં ભાવિયો મન વૃત્તાંતરે ॥
ઇહાં ભાવિયો મન વૃત્તાંતરે. સંવે૦ ॥ ૧૧ ॥

બઠરછાત્ર ગજ આવતાં, જિમ પ્રાપ્ત અપ્રાપ્ત વિચારરે ।
કરે ન તેહથી ઉગરે, તેમ આપમતિનિરધારરે;તે૦ સંવે૦ ॥૧૨॥

આગમ ને અનુમાનથી, વલી ધ્યાનરસેં ગુણગેહરે ।
કરે જે તત્ત્વગવેષણા,તે પામે નહિ સંદેહરે તે૦ સંવે૦ ॥૧૩॥
તત્ત્વબોધ તે સ્પર્શ છે, સંવેદન અન્યસ્વરૂપરે ।
સંવેદન વંધ્યેહુઇ, જેસ્પર્શ તે પ્રાપ્તિરૂપરે જે૦ સંવે૦ ॥૧૪॥

તત્ત્વ તે દશવિધ ધર્મ છે, ખંત્યાદિક શ્રમણનો શુદ્ધરે ।
ધર્મનું મૂલ દયા કહી, તે ખંતિગુણે અવિરૂદ્ધરે તે૦ સંવે૦૧૫
વિનયને વશ છે ગુણ સવે, તે તો માર્દવને આયત્તરે ।
જેહને માર્દવ મન વસ્યું, તેણે સવિ ગુણગણ સંપત્તરે ॥
તેણે સવિ ગુણગણ સંપત્તરે. સંવે૦ ॥ ૧૬ ॥
આર્જવ વિણ નવિ શુદ્ધ છે. નવિ ધર્મ આરાધે અશુદ્ધરે ॥
ધર્મ વિના નવિ મોક્ષ છે, તેણે ઋજુભાવી હોય બુદ્ધરે ॥
તેણે ઋજુભાવી હોય બુધ્ધરે. સંવે૦ ॥૧૭॥
દ્રવ્યોપકરણ દેહનાં. વલિ ભક્ત પાન શુચિભાવરે ॥
ભાવશૌચ જિમ નવિ ચલે, તિમ કીજે તાસ બનાવરે ॥
તિમ કીજે તાસ બનાવરે. સંવે૦ ॥ ૧૮ ॥
પંચાશ્રવથી વિરમીયે, ઇંદ્રિય નિગ્રહીજે પંચરે ।
ચાર કષાય ત્રણ દંડ જે, તજીયે તે સંજમ સંચરે ॥
તજીયે તે સંજમ સંચરે. સંવે૦ ॥ ૧૯ ॥
બાંધવ ધન ઇંદ્રિયસુખ તણો, વલિ ભય વિગ્રહનો ત્યાગરે ॥
અહંકાર મમકારનો, જે કરશે તે મહાભાગરે જે૦ સંવે૦ ૨૦
અવિસંવાદ નજોગ જે, વલિ તન મન વચન અમાયરે ।
સત્ય ચતુર્વિધ જિન કહ્યો, બીજે દર્શન ન કહાયરે ॥
બીજે દર્શન ન કહાયરે. સંવે ॥ ૨૧ ॥
ષડ્વિધ બાહિર તપ કહ્યું, અભ્યંતર ષડ્વિધ હોય રે ॥
કર્મ તપાવે તે સહી, પડિસોઅ વૃત્તિ પણ જોયરે.
પડિસોઅ વૃત્તિ પણ જોયરે સંવે૦ ॥ ૨૨ ॥
દિવ્ય ઔદારિક કામ જે, કૃત કારિત અનુમતિ ભેદરે ।
યોગ ત્રિક તસ વર્જવું, તે બ્રહ્મ હરે સવિ ખેદરે ।
તે બ્રહ્મ હરે સવિ ખેદ રે. સંવે૦ ॥ ૨૩ ॥

અધ્યાત્મવેદી કહે મૂર્ચ્છા તે પરિગ્રહ ભાવરે ॥
ધર્મ અકિંચનને ભણ્યો, તે કારણ ભવજલ નાવરે ॥
તે કારણ ભવજલ નાવરે ॥ સંવે૦ ॥ ૨૪ ॥

પાંચ ભેદ છે ખંતિના, ઉવયારવયાર વિવાગરે ॥
વચન ધર્મ તિહાં તીન છે, લૌકિક દોઇ અધિક સોભાગરે ॥
લૌકિક દોઇ અધિક સોભાગરે. સંવે૦ ॥ ૨૫ ॥

અનુષ્ઠાન તે ચાર છે, પ્રીતિ ભક્તિ ને વચન અસંગરે ।
ત્રણ ક્ષમા છે દોયમાં, અગ્રિમ દોયમાં દોય ચંગરે ॥
અગ્રિમ દોયમાં દોય ચંગરે. સંવે૦ ॥ ૨૬ ॥

વલ્લભ સ્ત્રી જનની તથા, તેહના કૃત્યમાં જુઓ જુઓ રાગ રે ।
પડિક્કમણાદિક કૃત્યમાં, એમ પ્રીતિ ભક્તિનો લાગરે ।
એમ પ્રીતિ ભક્તિનો લાગરે. સંવે૦ ॥ ૨૭ ॥

વચન તે આગમ આસરી. સહેજેં થાયે અસંગરે ।
ચક્રભ્રમણ જિમ દંડથી, ઉત્તર તદભાવે ચંગરે ।
ઉત્તર તદભાવે ચંગરે. સંવે૦ ॥ ૨૮ ॥

વિષ ગરલ અનુષ્ઠાન છે, તદ્ધેતુ અમૃત વલિ હોયરે ।
ત્રિક તજવા દોય સેવવા, એ પાંચ ભેદ પણ જોયરે ।
એ પાંચ ભેદ પણ જોયરે. સંવે૦ ॥ ૨૯ ॥

વિષકિરિયા તે જાણીયેં, જે અશનાદિક ઉદ્દેશરે ।
વિષ તતખિણ મારે યથા, તેમ એહજ ભવ ફલ લેશરે ।
તેમ એહજ ભવ ફલ લેશરે. સંવે૦ ॥ ૩૦ ॥

પરભવેં ઇન્દ્રાદિક ઋદ્ધિની. ઇચ્છા કરતાં ગરલ થાયરે ।
તે કાલાંતર ફલ દીએ, મારે જીમ હડકિયો વાયરે ।
મારે જીમ હડકિયો વાયરે. સંવે૦ ॥ ૩૧ ॥

લોક કરે તિમ જે કરે, ઉઠે બેસે સમૂચ્છિમ પ્રાયરે ।
વિધિ વિવેક જાણે નહીં, તે અન્યાનુષ્ઠાન કહાયરે ।
તે અન્યાનુષ્ઠાન કહાયરે ॥ સંવે૦ ॥ ૩૨ ॥
તદ્‌હેતુ તે શુદ્ધરાગથી, વિધિશુદ્ધ અમૃત તે હોયરે ॥
સકલ વિધાન જે આચરે, તે દીસે વિરલા કોયરે ।
તે દીસે વિરલા કોયરે ॥ સંવે૦ ॥ ૩૩ ॥
કરણ પ્રીતિ આદર ઘણો, જિજ્ઞાસા જાણનો સંગરે ॥
શુભ આગમ નિર્વિઘ્નતા, એ શુધ્ધ ક્રિયાનાં લિંગરે ॥
એ શુધ્ધ ક્રિયાનાં લિંગરે ॥ સંવે૦ ॥ ૩૪ ॥
દ્રવ્યલિંગ અનંતાં ધર્યાં,કરી કિરિયા ફળ નવિ લધ્ધરે॥ શુધ્ધક્રિયા તો
સંપજે, પુદ્ગલ આવર્તને અધ્ધરે ॥
પુદ્ગલ આવર્ત્તને અધ્ધરે ॥ સંવે૦ ॥ ૩૫ ॥
મારગ અનુગતિ ભાવ જે, અપુનર્બંધતા લધ્ધરે ॥
કિરિયા નવિ ઉપસંપજે, પુદ્ગળ આવર્ત્ત ન અદ્ધરે ॥
પુદ્ગલ આવર્ત્તને અદ્ધરે ॥ સંવે૦ ॥ ૩૬ ॥
અરિહંત સિદ્ધ તથા ભલા, આચારિજ ને ઉવજ્ઝાયરે
સાધુ નાણ દંસણ ચરિત્ત, તવ નવપદ મુગતિ ઉપાયરે ।
તવ નવપદ મુગતિ ઉપાયરે ॥ સંવે૦ ॥ ૩૭ ॥
એ નવપદ ધ્યાતાં થકાં, પ્રગટે નિજ આતમરૂપરે ।
આતમ દરિસણ જેણે કર્યું, તેણે મૂંધ્યો ભવભયકૂપરે ॥
તેણે મૂંધ્યો ભવભયકૂપરે ॥ સંવે૦ ॥ ૩૮ ॥
ક્ષણ અર્દ્ધ જે અઘ ટલે; તે ન ટલે ભવની કોડીરે ।
તપસ્યા કરતાં અતિ ઘણી, નહિ જ્ઞાનતણી છે જોડી રે.
નહિ જ્ઞાનતણી છે જોડીરે ॥ સંવે૦ ॥ ૩૯ ॥

આતમજ્ઞાને મગન જે, તે સવિ પુદ્ગલનો ખેલરે.
ઇન્દ્રજાલ કરી લેખવે, ન મિલે તિહાં દેઇ મનમેલરે ॥
ન મિલે તિહાં દેઇ મનમેલરે ॥ સંવે૦ ॥ ૪૦ ॥
જાણ્યો ધ્યાયો આતમા, આવરણરહિત હોય સિદ્ધરે ।
આતમજ્ઞાન તે દુઃખ હરે, એહિજ શિવહેતુ પ્રસિદ્ધરે ॥
એહિજ શિવહેતુ પ્રસિદ્ધરે સંવે૦ ॥ ૪૧ ॥
ચોથે ખંડે સાતમી, ઢાલ પુરણ થઇ તે ખાસરે;
નવપદ મહિમા જે સુણે; તે પામે સુજસ વિલાસરે ॥
તે પામે સુજસ વિલાસરે ॥ સંવે૦ ॥ ૪૨ ॥

## અનુભવ જ્ઞાનનો મહિમા

તૂઠો તૂઠોરે મુજ સાહિબ જગનો તૂઠોઃ એ શ્રીપાળનો રાસ કરતાં, જ્ઞાન અમૃતરસ વૂઠોરે. પાયસમાં જિમ વૃદ્ધિનું કારણ, ગોયમનો અંગૂઠો; જ્ઞાનમાંહી અનુભવ તિમ જાણો. તે વિણ જ્ઞાન તે જૂઠોરે મુ૦ ૨ ઉદકપયોમૃતકલ્પજ્ઞાન તિહાં, ત્રીજો અનુભવ મીઠો; તે વિણ સકળ તૃષા કિમ ભાંજે, અનુભવ પ્રેમ ગરીઠોરે. મુ૦ ૩ પ્રેમતણી પરે શીખો સાધો, જોઇ સેલડી સાંઠો; જિહાં ગાંઠ તિહાં રસ નવિ દીસે, જિહાં રસ તિહાં નવિ ગાંઠોરે. મુ૦ ૪ જિનહી પાયા તિનહી છિપાયા. એ પણ એક છે ચીઠોઃ અનુભવ મેરૂ છિપે કિમ મહોટો; તે તો સઘળે દીઠોરે. મુ૦ ૫ પૂર્વ લિખિત લિખે સવિ લેઇ, મશી કાગળ ને કાંઠો; ભાવ અપૂર્વ કહે તે પંડીત; બહુ બોલે તે બાંઠોરે. મુ૦ ૬ અવયવ સવિ સુંદર હોય દેહે; નાકે દીસે ચાંઠો; ગ્રંથજ્ઞાન અનુભવ વિણ તેહવું, શુક જિસ્યો શ્રુતપાઠોરે. મુ૦ ૭ સંશય નવિ ભાંજે શ્રુતજ્ઞાને અનુભવ

નિશ્ચય જેહો; વાદવિવાદ અનિશ્ચિત કરતો, અનુભવ વિણુ જાય હેઠોરે. મુ૦ ૮ જિમજિમ બહુશ્રુત બહુજન સંમત, બહુલ શિષ્યનો શેઠો; તિમ તિમ જિનશાસનનો વયરી, જો નવિ અનુભવ નેઠોરે, મુ૦ ૯ માહરે તો ગુરૂચરણુપસાયે, અનુભવ દિલમાંહિ પેઠો; રૂદ્ધિ વૃદ્ધિ પ્રગટી ઘટમાંહિ, આતમ રતિ હુઇ બેઠોરે। મુ૦ ૧૦ ઉગ્યો સમકિત રવિ જલહલતો. ભરમતિમિર સવિ નાઠો; તગતગતા દુર્નય જે તારા, તેહનો બળ પણ ઘાઠોરે. મુ૦ ૧૧ મેરૂધીરતા સવિ હરિ લીની, રહ્યો તે કેવળ ભાઠો; હરિ સુરઘટ સુરતરૂકી શોભા, તે તો માટી કાઠોરે મુ૦ ૧૨ હરવ્યો અનુભવ જોર હતો જે મોહમલ્લ જગ લૂંઠો; પરિ પરિ તેહના મર્મ દેખાવી, ભારે કીધો ભૂઠોરે.મુ૦૧૩ અનુભવગુણુ આવ્યો નિજ અંગે, મિટયોરૂપ નિજ માઠો;સાહિબ સન્મુખ સુ નજરે જોતાં,કોણુ થાયે ઉપરાંઠોરે.મુ૦૧૪ થોડે પણુ દંભે દુઃખ પામ્યા, પીઠ અને મહાપીઠો; અનુભવવંત તે દંભ ન રાખે. દંભ ધરે તે ધીઠોરે. મુ૦ ૧૫ અનુભવવંત અદંભની રચના. ગાઓ સરસ સુંકંઠો; ભાવ સુધારસ ઘટ ઘટ પીયો, હુઓ પૂરણુ ઉતકંઠોરે. મુ૦ ૧૬

## શ્રી શ્રીપાળ રાસમાંથી ઉધ્ધૃત બોધ દાયક પદ્યો.

સાહમિના સગપણુ સમું, અવર ન સગપણુ કોય;
ભક્તિ કરે સાહમિ તણી; સમકિત નિર્મલ હોય. ૧
કષ્ઠ નિવારે ગુરૂ ઈહ લોક, દુર્ગતિથી વારે પરલોક,
સુમતિ હોય સદ્ગુરૂ સેવતાં, ગુરૂ દીવો ને ગુરૂ દેવતા. ૨
ઉત્તમ આપ ગુણે સુણ્યા, મજ્જિમ બાપ ગુણેણુ,
અધમ સુણ્યા માઉલ ગુણે, અધમાધમ સુસરેણુ ૩

સિધ્ધ ચક્રના ગુણ ઘણા, કહેતાં નાવે પાર,
વંછિત પૂરે દુઃખ હરે, વંદૂ વારો વાર, ૪

જે કિરતાર વડા કિયા, તે શું કેહી રીસ,
દાંત પડયા ગિરિ પાડતાં, કુંજર પાડે ચીસ. ૫

દૃધજ દેખે ડાંગ, ન દેખે માંકડોરે,
મસ્તક લાગે ચોટ, થાએ તવ રાંકડોરે. ૬

રોગી કરે કુપથ્ય, તે લાગે મીઠડુંરે,
વેદન વ્યાપે જામ, તે થાયે અનીઠડુંરે. ૭

સદા લગે જે જાગતો ધર્મ મિત્ર સમરત્થ,
કુંઅરની રક્ષા કરે, દૂર કરે. અનરત્થ. ૮

દાવા નલ જલ ધર હુએ; સર્પ હુએ ફૂલ માલ
પુણ્યવંત પ્રાણી લહે, પગ પગ રિદ્ધિ રસાલ. ૯

કરે કષ્ટમાં પાડવા. દુર્જન કોડિ ઉપાય,
પુણ્યવંતને તે સવ, સુખનાં કારણ થાય. ૧૦

થલ પ્રગટે જલ નિધિ વિચે, નયર·રાનમાં થાય.
વિષ અમૃત થઇ પરગમે; પૂરવ પુણ્ય પસાય. ૧૧

પુણ્યવંત જિહાં પગ ધરે, તિહાં આવે સવિ રૂદ્ધિ.
તિહાં અયોધ્યા રામ જિહાં, સાચતિહાં સિધ્ધિ ૧૨

પુણ્ય વંતને લચ્છિ નો, ઇચ્છા તણો વિલંબ,
કોકિલ ચાહે કંઠરવ, દિયે લુંબ ભર અંબ ૧૩

પુણ્યે પરિણુતિ હોય ભલિ, પુણ્યે સુગુણ ગરિષ્ઠ,
પુણ્યે અલિય વિઘન ટલે, પુણ્યે મિલે તેઇઠ્ઠ. ૧૪

અરિહંતાઇ સુ નવ પયહ, નિય મન ધરે જુ કોઈ
નિશ્ચય તસુ નર સેહરહ, મન વાંછિત ફ્લ હોઇ ૧૫

અરિહંત દેવ સુ સાધુ ગુરૂ, ધમ્મજ દયા વિસાલ.
જપ હુ મંત્ર નવકાર તુમ; અવરમ ઝંખો આલ. ૧૬

આરાહિજ્જ ઇ દેવ ગુરૂ, દિહુ સુપત્તહિંદાણુ.
તવ સંજમ ઉવયાર કરી, કર સફલો અપ્પાણુ ૧૭

રે મન અપ્પા ખંચિ કરી, ચિંતા જાલમ પાડ,
ફલતિતોહીજ પામિયે, જિત્તો લીહ્યો નિલાડ. ૧૮
અત્થિ ભવંતર સંચિયો, પુણ્ય સમુગ્ગલ જાસ.
તસુ બલ તસુમઈ તસું સિરિ, તસુ તિહુઅણુજણુદાસ ૧૯
જીવંતા જગ જસ નહિ, જસ વિણ કાંઈ જીવંત,
જે જસ લેઈ આથમ્યા, રવિ પહેલાં ઉગંત. ૨૦
દરપણ આંધા આગલે, બહિરા આગલ ગીત.
મુરખ આગે રસ કથા, ત્રણ્યે એકજ રીત. ૨૧
અરિ કરિ સાગર હરિ ને વ્યાલ,
જવલન જલોદર બંધન ભયસવેજી
જાયરે જપતાં નવ પદ જાપ,
લહેરે સંપત્તિ ઇહભવે પરભવેજી. ૨૨
તદ્ગત ચિત્ત ને સમય વિધાન,
ભાવની વૃદ્ધિ ભવભય અતિ ઘણોજી
વિસ્મય પુલક પ્રમોદ પ્રધાન,
લક્ષણુ એ છે અમૃત ક્રિયા તણોજી. ૨૩
અમૃતનો લેશ લહ્યો ઈકવાર,
બીજુંરે ઓષધ કરવું નવિ પડેજી,
અમૃત ક્રિયા તિમ લહી એકવાર,
બીજાંરે સાધન વિણુ શિવ નવિ અડેજી, ૨૪

આપ શક્તિ જાણે નહિ, કરે સબલશું જૂઝ.
સુહિત વચન માને નહિ, આપે પડે અબૂઝ. ૨૫
એવા પણ બહુ પાપને, ઉદ્ધરવા દિયે હત્થ,
પ્રવૃજ્યા જિનરાજની, છે ઇક શુદ્ધ સમત્થ. ૨૬
તે દુઃખવલ્લિ વન દહન, તે શિવ સુખ તરૂ કંદ,
તે કુલ ઘર ગુણ ગણ તણું, તેટાલે સવિ દંદ. ૨૭
તે આકર્ષણ સિદ્ધિનું, ભવ નિઃ કર્ષણ તેહ,
તે કષાય ગિરિ ભેદ પવિ, નો કષાય દવ મેહ. ૨૮
સજ્જન જે ભૂંડું કરતાં રૂડું કરે રે,
તેહના જગમાં રહેશે નામ પ્રકાશરે,
આંબો પત્થર મારે તેહને ફ્ળ દિયેરે, ૨૯
ચંદન આપે કાપે તેહને વાસ રે.
ધન મોહોટે છોટું કરે, ધર્મ ઉજમણું તેહ,
ફ્લ પુરૂ પામે નહિ, મમ કરજો તિહાં સંદેહ. ૩૦
તપ ઉજમણેરે વીર્ય ઉલ્લાસ જે, તેહજ મુક્ત નિદાન,
સર્વ અભવ્યેરે તપ પૂરાં કર્યાં, પણ નાવ્યું પ્રણિધાન. ૩૧
લઘુ કર્માને કિરિયા ફ્લદિયે, સફ્લ સુગુરૂ ઉવએસ.
સર હોય તિહાં કૂપ ખનન ઘટે, નહિ તો હોય કલેશ. ૩૨



# શ્રી નવપદ આરાધન વિધિ.

## દ્વિતીય વિભાગ.

# પૂજા સંગ્રહ.

॥ શ્રી ॥

### સ્નાત્રપૂજાની વિધિ.

પ્રથમ ત્રણ ગઢને બદલે ત્રણ બાજોઠ મૂકીને ઉપલા બાજોઠને મધ્યભાગે કંકુનો સાથીઓ કરવો, અને તેના આગળ કંકુના સાથીઆ ચાર કરીને ઉપર અક્ષત નાંખવા તથા ફળ મૂકવાં, વચલા સાથીઆ ઉપર રૂપા નાણું મૂકવું ને ચારે સાથીઆ ઉપર કળશ સ્થાપવા. તેમાં પંચામ્રત કરી જળ ભરવું તથા વચલા સાથીઆ ઉપર થાળ મૂકીને કેશરનો સાથીઓ કરી અક્ષત નાંખી ફળ મૂકી નવકાર ત્રણ ગણી પ્રભુને પધરાવવા. પછી બે સનાથીઆઓને ઉભા રાખીને ત્રણ નવકાર ગણાવવા. પછી પ્રભુના જમણા પગના અંગુઠે કળશમાંથી જળ રેડવું, ને અંગલૂહણાં ત્રણ કરવાં. પછી કેશરથી પૂજા કરી હાથ ધૂપીને સનાથીઆના જમણા હાથમાં કેશરનો ચાંલ્લો કરવો. પછી કુસુમાંજલિ (ફુલ) હોય તે હાથમાં આપવાં. પછી નિચે પ્રમાણે કહેવું. દીપક એક પ્રભુની જમણીબાજુએ કરવો.

# પંડિત શ્રી દેવચંદ્રજીકૃત સ્નાત્ર પૂજા.

( વિધિ ઉપર લખી છે, તે પ્રમાણે કરવી. )

॥ ઢાળ ૧ લી ॥ પાંખડી ગાથા ॥

ચઉત્તિસે અતિસય જુઓ, વચનાતિસય જુત્ત ॥
સો પરમેસર દેખી ભવિ, સિંહાસણ સંપત્ત ॥ ૧ ॥

॥ ઢાળ ॥ સિંહાસન બેઠા જગભાણ. દેખી ભવિકજન ગુણમણિ ખાણ ॥ જે દીઠે તુજ નિર્મળ નાણ; લહિએ પરમ મહોદય ઠાણ ॥ કુસુમાંજલિ મેલો આદિ જિણંદા, તોરાં ચરણ કમળ સેવે ચોસઠ્ઠ ઈંદા ॥ કુ૦ ॥ ૧ ॥ ચોવીશ વૈરાગી, ચોવીશ સોભાગી. ચોવીશ જિણંદા ॥ કુસુમાં૦ ॥

( એમ કહી પ્રભુના ચરણે પૂજા કરીયે. )

॥ ગાથા ॥ જો નિયગુણ પજ્જવ રમ્યો, તસુ અનુભવ એગંત ॥ સુહપુગ્ગલ આરોપતાં, જો તસુરંગ નિરત્ત ॥ ૨ ॥

॥ ઢાળ ॥

જો નિજ આતમ ગુણ આણંદી; પુગ્ગલ સંગ જેહ અફંદી ॥ જે પરમેસર નિજ પદલીન, પૂજો પ્રણમો ભવ્ય અદીન ॥ કુસુંમાંજલિ મેલો શાન્તિજિણંદા ॥ તો૦॥ કુ૦ ॥ ૨ ॥

( એમ કહી પ્રભુના જાનુયે પૂજા કરીયે. )

॥ ગાથા ॥ નિમ્મલ નાણ પયાસકર. નિમ્મલ ગુણ સંપન્ન ॥ નિમ્મલ ધમ્મોવએસ કર, સો પરમપ્પા ધન્ન ॥ ૩ ॥

॥ ઢાળ ॥

લોકાલોક પ્રકાશક નાણી, ભવિજન તારણ જેહની વાણી ॥ પરમાનંદતણી નીશાણી, તસુ ભગતે મુજ મતિ ઠહરાણી ॥ કુસુમાંજલિ મેલો નેમિજિણંદા ॥ તો૦ ॥ કુ૦ ॥ ૩ ॥

(એમ કહી પ્રભુના બે હાથે પૂજા કરીયે.)

॥ ગાથા ॥ જે સિજ્જા સિજ્જંતિજે, સિજ્જંસંતિ અણંત ॥ જસુ આલંબન ઠવિય મણુ, સો સેવો અરિહંત ॥૪॥

॥ ઢાળ ॥

શિવસુખ કારણ જેહ ત્રિકાળે, સમપરિણામે જગત નિહાળે ॥ ઉત્તમ સાધન માર્ગ દેખાડે, ઇંદ્રાદિક જસુ ચરણ પખાળે ॥ કુસુમાંજલિ મેલો પાસજિણંદા ॥ તો૦ ॥ કુ૦ ॥ ૪ ॥

( એમ કહી પ્રભુના બે ખંભાએ પૂજા કરીયે, )

॥ ગાથા ॥ સમદ્દિઠી દેસ જય, સાહુ સાહુણી સાર ॥ આ-ચારિજ ઉવઝાય મુણિ ॥ જો નિમ્મલ આધાર ॥ ૫ ॥

॥ ઢાળ ॥

ચઉવિહ સંઘે જે મન ધાર્યું, મોક્ષતણું કારણ નિરધાર્યું ॥ વિવિહ કુસુમ વર જાતિ ગહેવિ, તસુ ચરણે પણમંત ઠવેવી ॥ ॥ કુસુમાંજલિ મેલો વીરજિણંદા ॥ તો૦ ॥ કુ૦ ॥ ૫ ॥

( એમ કહી પ્રભુને મસ્તકે પૂજા કરીયે. )

---

( પછી અક્ષત લેવા. )

॥ વસ્તુછંદ ॥ સયલ જિનવર સયલ જિનવર, નમિય મનરંગ, કલ્લાણકવિહિ સંઠવિય, કરિસ ધમ્મ સુપવિત્ત ॥ સુંદર સય ઇગસત્તરિ તિથ્થંકર, એક સમય વિહરંતિ મહિયલ, ચવન સમય ઇગવીસ જિણ, જમ્મ સમય ઇગવીસ ॥ ભત્તિય ભાવે પૂ-જીયા, કરો સંઘ સુજગીસ ॥ ૧ ॥

॥ ઢાળ ૨ જી ॥

( એક દિન અચિરા હુલરાવતી.—એ દેશી. )

ભવ ત્રીજે સમકિત ગુણ રમ્યા, જિન ભક્તિ પ્રમુખ ગુણ

પરિણમ્યા ॥ તજિ ઇંદ્રિય સુખ આશંસના, કરી સ્થાનક વીશની સેવના ॥ ૧ ॥ અતિ રાગ પ્રશસ્ત પ્રભાવતા, મન ભાવના એહવી ભાવતા ॥ સવિ જીવ કરૂં શાસનરશી, ઈસી ભાવદયા મન ઉલ્લસી ॥ ૨ ॥ લહી પરિણામ એહવું ભલું, નિપજાવી જિનપદ નિર્મલું ॥ આયુબંધ વચ્ચે એક ભવ કરી, શ્રદ્ધાસંવેગ તે થિર ધરી ॥૩॥ ત્યાંથી ચવિય લહે નરભવ ઉદાર, ભરતે તેમ ઐરવતેજ સાર ॥ મહાવિદેહે વિજયે વર પ્રધાન, મધ્યખંડે અવતરે જિન નિધાન ॥૪॥

॥ ઢાળ ૩ જી ॥ સુપનાની ॥

પુણ્યે સુપનહ દેખે. મનમાંહિ હર્ષ વિશેષે ॥ ગજવર ઉજ્વલ સુંદર, નિર્મલ વૃષભ મનોહર ॥ ૧ ॥ નિર્ભય કેશરીસિંહ, લક્ષ્મી અતિહી અબીહ ॥ અનુપમ ફુલની માળ, નિર્મળ શશી સુકુમાળ ॥ ૨ ॥ તેજે તરણી અતિ દીપે, ઇંદ્રધ્વજા જગ પૂરણ ઝીંપે ॥ પૂરણ કળશ પંડૂર, પદ્મ સરોવર પૂર ॥૩॥ અગ્યારમે રયણાયર. દેખે માતા ગુણ સાયર ॥ બારમે ભૂવનવિમાન. તેરમે અનૂપમ રત્નનિધાન ॥૪॥ અગ્નિશિખા નિરધૂમ, દેખે માતાજી અનૂપમ ॥ હરખી રાયને ભાસે, રાજા અરથ પ્રકાશે ॥૫॥ જગપતિ જિનવર સુખકર, હોશે પુત્ર મનોહર ॥ ઇંદ્રાદિક જસુ નમશે, સકલ મનોરથ ફળશે ॥ ૬ ॥

॥ વસ્તુ છંદ ॥ પુણ્યઉદય પુણ્ય ઉદય, ઉપના જિનનાહ ॥ માતા તવ રયણી સમે, દેખી સુપન હરખંતી જાગીય ॥ સુપન કહી નિજ કંતને, સુપન અરથ સાંભળો સોભાગીય ॥ ત્રિભુવન તિલક મહાગુણી, હોશે પુત્ર નિધાન ॥ ઇંદ્રાદિક જસુ પાય નમી, કરશે સિદ્ધિ વિધાન ॥ ૧ ॥

॥ ઢાળ ૪ થી ॥ ચંદ્રાવલીની દેશીમાં ॥

સોહમપતિ આસન કંપીયો, દેઈ અવધિ મન આણંદીયો ॥

નિજ આતમ નિર્મલ કરણ કાજ. ભવજળ તારણ પ્રગટયો ઝહાજ ॥ ૧ ॥ ભવ અડવી પારગ સથ્થવાહ, કેવળ નાણાઇય ગુણ અગાહ ॥ શિવ સાધન ગુણ અંકૂરો જેહ, કારણ ઉલટયો આષાઢી મેહ ॥૨॥ હરખે વિકસી તવ રોમરાય. વલયાદિકમાં નિજ તનુ ન માય ॥ સિંહાસનથી ઉઠયો સુરિંદ, પ્રણમંતો જિન આનંદકંદ ॥ ૩ ॥ સગ અડ પય સામો આવી તથ્થ, કરી અંજલીય પ્રણમીય મથ્થ ॥ મુખે ભાખે એ ક્ષણ આજ સાર, તિય લોય પહુ દીઠો ઉદાર ॥ ૪ ॥ રેરે નિસુણો સુરલોય દેવ, વિષયાનલ તાપિત તુમ સવેવ ॥ તસુ શાંતિકરણ જળધર સમાન, મિથ્યા વિષ ચૂરણ ગરૂડવાન ॥૫॥ તે દેવ સકળ તારણ સમથ્થ, પ્રગટયો તસ પ્રણમી હુવો સનાથ ॥ એમ જંપી શક્રસ્તવ કરેવિ, તવ દેવ દેવી હરખે સુણેવિ ॥૬॥ ગાવે તવ રંભા ગીત ગાન, સુરલોક હુવો મંગલ નિધાન ॥ નરક્ષેત્રે આરજવંશ ઠામ, જિનરાજ વધે સુર હર્ષ ધામ ॥૭॥ પિતા માતા ઘરે ઉત્સવ અશેષ, જિનશાસન મંગલ અતિ વિશેષ ॥ સુરપતિ દેવાદિક હર્ષ સંગ, સંયમઅર્થી જનને ઉમંગ ॥૮॥ શુભ વેળા લગને તીર્થનાથ, જનમ્યા ઈંદ્રાદિક હર્ષ સાથ ॥ સુખ પામ્યા ત્રિભુવન સર્વ જીવ, વધાઇ વધાઇ થઇ અતીવ ॥ ૯ ॥

**(પછી ચૈત્યવંદન જયવિયરાય અરધા સુધી કહેવું. પછી હાથ ધોઈ લુછી નાંખવા, ને એક નવકાર ગણીને કળશને ધૂપ દઇ હાથમાં લઇને લુગડું ઢાંકી નિચે પ્રમાણે કળશ કહેવો,)**

॥ ઢાળ ૫ મી ॥

**( શ્રી શાંન્તિજિનનો કળશ કહીશું, પ્રેમસાગર પૂર.—એ દેશી. )**

શ્રી તીર્થપતિનું કળશ મજ્જન, ગાઇએ સુખકાર ॥ નરખિત્ત મંડણ દુહ વિહંડણ. ભવિક મન આધાર ॥ તિહાં રાવ

રાણા હર્ષ ઉત્સવ, થયો જગ જયકાર ॥ દિશિકુમરી અવધિ વિશેષ જાણી, લહ્યો હર્ષ અપાર ॥૧॥ નિય અમર અમરી સંગ કુમરી, ગાવતી ગુણછંદ ॥ જિન જનની પાસે આવી પોહોતી, ગહગહતી આણંદ ॥ હે માય ! તેં જિનરાજ જાયો; શુચિ વધાયો રમ્મ ॥ અમ જમ્મ નિમ્મલ કરણ કારણ, કરીશસૂઇકમ્મ ॥૨॥ તિહાં ભૂમિ શોધન, દીપ દર્પણ, વાય વીંજણ ધાર ॥ તિહાં કરીય કદલી, ગેહ જિનવર, જનની મજ્જનકાર ॥ વરરાખડી જિનપાણી બાંધી, દીયે એમ આશિષ ॥ જુગ કોડાકોડી ચિરંજીવો, ધર્મદાયક ઇશ ॥ ૩ ॥

( આ ઠેકાણે દર્પણ ચમર વીંઝવું. )

॥ ઢાળ ૬ ઠ્ઠી ॥ એકવીશાની ॥

( જગનાયકજી ત્રિભુવન જન હિતકાર એ.—એ દેશી )

જિણ રયણીજી, દશદિશિ ઉજ્જવલતા ધરે ॥ શુભ લગનેજી, જ્યોતિષ ચક્ર તે સંચરે ॥ જિન જનમ્યાજી જેણે અવસર માતા ઘરે ॥ તેણે અવસરજી, ઇંદ્રાસન પણ થરહરે ॥

॥ ત્રુટક ॥

થરહરે આસન ઇંદ્ર ચિંત્તે, કોણ અવસર એ બન્યો ॥ જિન જન્મ ઉત્સવકાળ જાણી, અતિહી આનંદ ઉપન્યો ॥ નિજ સિદ્ધિ સંપતિ હેતુ જિનવર, જાણી ભકતે ઉમ્મહ્યો ॥ વિકસિત વદન પ્રમોદ વધતે, દેવ નાયક ગહગહ્યો ॥ ૧ ॥

( આ ઠેકાણે ઘંટ નાદ કરાવવો. )

॥ ઢાળ ॥

તવ સુરપતિજી, ઘંટાનાદ કરાવ એ ॥ સુરલોકેજી, ઘોષણ એહ દેવરાવ એ ॥ નરક્ષેત્રેજી, જિનવર જન્મ હુઓ અછે ॥ તસુ ભગતેજી સુરપતિ મંદર ગિરિ ગછે ॥

॥ ત્રુટક ॥

ગચ્છેતિ મંદર શિખર ઉપર, ભૂવનજીવન જિનતણો ॥ જિન જન્મઉત્સવ કરણ કારણ, આવજો સવિ સુરગણો ॥ તુમ શુદ્ધ સમકિત થાશે નિર્મલ; દેવાધિદેવ નિહાલતાં ॥ આપણાં પાતિક સર્વ જાશે, નાથ ચરણ પખાલતાં ॥ ૨ ॥

॥ ઢાળ ॥

એમ સાંભળીજી; સુરવર કોડી બહુ મલી ॥ જિન વંદનજી, મંદરગિરિ સામા ચલી ॥ સોહમપતિજી, જિન જનની ઘર આવીયા ॥ જિન માતાજી, વંદી સ્વામિ વધાવીયા ॥

**( આ ઠેકાણે અક્ષતથી વધાવવા. )**

॥ ત્રુટક ॥ વધાવીયા જિન હર્ષ બહુલે, ધન્ય હું કૃતપુણ્ય એ ॥ ત્રૈલોકયનાયક દેવ દીઠો, મુજ સમો કોણ અન્ય એ ॥ હે જગત જનની પુત્ર તુમચો, મેરૂ મજ્જન વર કરી ॥ ઉત્સંગ તુમચે વલિય થાપિશ, આતમા પુણ્યે ભરી ॥ ૩ ॥

॥ ઢાળ ॥

સુર નાયકજી, જિન નિજ કરકમલે ઠવ્યા ॥ પંચ રૂપેજી, અતિશે મહિમાએ સ્તવ્યા ॥ નાટક વિધિજી, તવ બત્રીશ આગળ વહે ॥ સુર કોડીજી, જિન દર્શનને ઉમ્મહે ॥

॥ ત્રુટક ॥ સુર કોડાકોડી નાચતી વળી, નાથ શુચિગુણ ગાવતી ॥ અપ્સરા કોડી હાથ જોડી, હાવ ભાવ દેખાવતી ॥ જયો જયો તું જિનરાજ જગગુરૂ, એમ દે આશીષ એ ॥ અમ્હ ત્રાણ શરણ આધાર જીવન, એક તું જગદીશ એ ॥ ૪ ॥

॥ ઢાળ ॥

સુર ગિરિવરજી; પાંડુક વનમેં ચિહું દિશે ॥ ગિરિશિલા પરજી, સિંહાસન સાસય વસે ॥ તિહાં આણીજી. શક્રે જિન ખોળે ગ્રહ્યા ॥ ચોસઠેજી, તિહાં સુરપતિ આવી રહ્યા ॥

॥ ત્રુટક ॥ આવીયા સુરપતિ સર્વ ભક્તે, કળશ શ્રેણી અનાવ એ ॥ સિદ્ધાર્થ પમુહા તીર્થ ઔષધિ. સર્વ વસ્તુ અણાવ એ ॥ અચ્ચુઅપતિ તિહા હુંકમ કીનો, દેવ કોડા કોડીને ॥ જિન મજ્જનારથ નિર લાવો, સવ્વે સુર કર જોડીને ॥ ૫ ॥

॥ ઢાળ ૭ મી ॥

( શાંન્તિને કારણે ઈંદ્ર કલશા ભરે,–એ દેશી. )

આત્મસાધન રસી દેવ કોડી હસી, ઉલસીને ધસી ક્ષીરસાગર દિશી ॥ પઉમદહ આદિ દહ ગંગપમુહા નઇ, તીર્થ જળ અમલ લેવા ભણી તે ગઇ ॥ ૧ જાતિ અડ કળશ કરી સહસ અઠોતરા, છત્ર ચામર સિંહાસણ શુભતરા ॥ ઉપગરણ પુષ્ફ ચંગેરી પમુહા સવે, આગમે ભાષીયા તેમ આણા ઠવે ॥ ૨ ॥ તીર્થજળ ભરિય કર કળશ કરી દેવતા, ગાવતા ભાવતા ધર્મ ઉન્નતિરતા ॥ તિરિય નર અમરને હર્ષ ઉપજાવતા, ધન્ય અમ શાક્ત શુચિ ભક્તિ એમ ભાવતા ॥ ૩ ॥ સમકિતબીજ નિજ આત્મ આરોપતા, કળશ પાણી મિષે ભક્તિજળ સીંચતા ॥ મેરૂ સિહરોવરે સર્વ આવ્યા વહી, શક્ર ઉત્સંગ જિન દેખી મન ગહગહી ॥ ૪ ॥

॥ વસ્તુ છંદ ॥

હંહો દેવા હંહો દેવા અણાઇ કાલો, અદિઠ્ઠ પુવ્વો તિલોય તારણોતિલોય બંધુ, મિચ્છત્ત મોહ વિદ્ધંસણો અણાઇ તિન્હા વિણાસણો, દેવહિદેવો દિઠ્ઠ બોહિય કામેહિં ॥ ૫ ॥

॥ ઢાળ તેહીજ ॥

એમ પભણંત વણ ભવણ જોઈસિરા, દેવ વેમાણિયા ભત્તિ ધમ્માયરા ॥ કેવી કપ્પઠ્ઠિયા કેવિ મિત્તાણુગા, કેવિ વર રમણિ વયણેણુ અઇ ઉચ્છુગા ॥ ૬ ॥

॥ વસ્તુ છંદ ॥

તથ્થ અચ્ચુય, તથ્થ અચ્ચુય ઈંદ આદેસ ॥ કર જોડી સવિ દેવગણ, લેય કળસ આદેસ પામિય ॥ અદભૂતરૂપ સરૂપ જૂએ, કવણ એહ ઉત્સંગે સામિય ॥ ઈંદ કહે જગ તારણો, પારગ અમ પરમેસ ॥ નાયક દાયક ધમ્મ નિહિ, કરિયે તસુ અભિષેસ ॥ ૭ ॥

**( એમ કહી કળશમાંથી અડધું જળ નામવું. પછી નિચે પ્રમાણે કહેવું )**

॥ ઢાળ ૮ મી ॥

**( તીર્થકમળદલ ઉદક ભરીને; પુષ્કર સાગર આવે. –એ દેશી.**

પૂરણ કળશ શુચિ ઉદકની ધારા, જિનવર અંગે નામે ॥ આતમ નિર્મલ ભાવ કરંતા, વધતે શુભ પરિણામે ॥ અચ્યુતાદિક સુરપતિ મજ્જન, લોકપાલ લોકાંત ॥ સામાનિક ઈંદ્રાણી પમુહા, એમ અભિષેક કરંત ॥ ૧ ॥

॥ ગાહા ॥

તવ ઇસાણ સુરિંદો, સક્કં પભણેઇ. કરઈ સુપસાઓ ॥ તુમ અંકે મહુન્નાહો. ખણમિત્તં અમ્હ અપ્પેહ ॥ ૨ ॥ તાસક્કિંદો પભણેઈ, સાહમીવચ્છલંમિ બહુ લાહો ॥ આણા એવં તેણં, ગિન્હિ અંવો ઉક્કપ્પથ્થાલો ॥ ૩ ॥

**( એમ કહી સર્વ સ્નાત્રિયા કળશ ઢાળે, અને મુખથી નિચે પ્રમાણે પાઠ કહે. )**

॥ ઢાળ તેહિજ ॥

સોહમસુરપતિ વૃષભરૂપ કરી, ન્હવણ કરે પ્રભુ અંગ ॥ કરિય વિલેપણ પુષ્ફમાલ ઠવિ, વર આભરણ અભંગ ॥ તવ સુરવર બહુ જય જયરવ કરી, નાચે ધરી આણંદ ॥ મોક્ષ માર્ગ

સારથપતિ પામ્યો, ભાંજશું હવે ભવફંદ ॥૪॥ કોડિ બત્રીશ સોવન્ન ઉવારી, વાજંતે વરનાદે ॥ સુરપતિ સંઘ અમર શ્રી પ્રભુની, જનનીને સુપ્રસાદે ॥ આણા થાપી એમ પયંપે, અમ નિસ્તરિયા આજ ॥ પુત્ર તમારો ધણીઅ હમારો, તારણ તરણ ઝહાજ ॥૫॥ માત જતન કરી રાખજો એહને, તુમ સુત અમઆધાર ॥ સુરપતિ ભક્તિસહિત નંદીશ્વર, કરે જિનભક્તિ ઉદાર ॥ નિય નિય કપ્પ ગયા સવિ નિર્જર, કહેતાં પ્રભુ ગુણસાર ॥ દીક્ષા કેવળજ્ઞાન કલ્યાણક, ઇચ્છા ચિત્ત મઝાર ॥ ૬ ॥ ખરતરગચ્છ જિન આણારંગી, રાજસાગર ઉવઝાય ॥ જ્ઞાન ધર્મ દીપચંદ સુપાઠક, સુગુરૂતણે સુપસાય ॥ દેવચંદ્ર જિનભક્તે ગાયો, જન્મ મહોત્સવ છંદ ॥ બોધબીજ અંકુરો ઉલસ્યો, સંઘ સકલ આનંદ ॥ ૭ ॥

॥ કળશ રાગ વેલાવલ ॥

એમ પૂજા ભક્તે કરો, આતમહિત કાજ ॥ તજિય વિભાવ નિજ ભાવમેં, રમતા શિવરાજ ॥ એમ૦ ॥ ૧ ॥ કાળ અનંતે જે હુઆ, હોશે જેહ જિણંદ ॥ સંપય સીમંધર પ્રભુ, કેવળનાણ દિણંદ ॥ એમ૦ ॥ ૨ ॥ જન્મમહોત્સવ એણીપરે, શ્રાવક રૂચિવંત ॥ વિરચે જિન પ્રતિમાતણો, અનુમોદન ખંત ॥ એમ૦ ॥ ૩ ॥ દેવચંદ્ર જિન પૂજના, કરતાં ભવપાર ॥ જિનપડિમા જિન સારખી, કહી સૂત્ર મઝાર ॥ એમ પૂજા ભક્તે કરો ॥ ૪ ॥

**( પછી પ્રભુજીને શુદ્ધ જળથી પખાળ કરી અંગલૂહણા ત્રણ કરી કેશર ચંદનથી પૂજા કરી પુષ્પ ચડાવી ધૂપ કરી અક્ષત, ફળ, નૈવેદ્ય મૂકી આરતી તથા મંગળદિવો ઉતારવો. )**

॥ ઇતિ પંડિત શ્રી દેવચંદ્રજીકૃત સ્નાત્રપૂજા સમાપ્ત ॥

# શ્રી દેવવિજયજી કૃત

## અષ્ટપ્રકારીપૂજા પ્રારંભ.

॥ તત્ર ॥

### ॥ प्रथम न्हवणपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

અજર અમર નિકલંક જે, અગમ્યરૂપ અનંત ॥ અલખ અગોચર નિત્ય નમું, પરમ પ્રભુતાવંત ॥ ૧ ॥ શ્રી સંભવજિન ગુણનિધિ, ત્રિભુવન જન હિતકાર ॥ તેહના પદ પ્રણમી કરી, કહીશું અષ્ટપ્રકાર ॥ ૨ ॥ પ્રથમ ન્હવણ પૂજા કરો, બીજી ચંદનસાર ॥ ત્રીજી કુસુમ વળી ધૂપની, પંચમ દીપ મનોહાર ॥ ૩ ॥ અક્ષત ફળ નૈવેદ્યની, પૂજા અતિહિ ઉદાર ॥ જે ભવિયણ નિત નિત કરે, તે પામે ભવપાર ॥ ૪ ॥ રત્નજડિત કળશે કરી, ન્હવણ કરો જિનભૂપ ॥ પાતક પંક પખાલતાં, પ્રગટે આત્મસ્વરૂપ ॥ ૫ ॥ દ્રવ્ય ભાવ દોય પૂજના, કારણ કાર્ય સંબંધ ॥ ભાવસ્તવ પુષ્ટિ ભણી, રચના દ્રવ્ય પ્રબંધ ॥૬॥ શુભ સિંહાસન માંડીને, પ્રભુ પધરાવો ભક્ત ॥ પંચ શબ્દ વાજીંત્રશું, પૂજા કરીયે વ્યક્ત ॥ ૭ ॥

॥ ઢાળ પહેલી ॥

**( અનેહાં રે જિનમંદીર રળિયામણું રે.—એ દેશી. )**

અનેહાંરે ન્હવણ કરો જિનરાજને રે, એતો શુદ્ધાલંબન દેવ ॥ પરમાતમ પરમેસરૂરે, જસુ સુરનર સારે સેવ ॥ ન્હ૦ ॥ ॥ ૧ ॥ અ૦ ॥ માગધતીર્થ પ્રભાસના રે, સુરનદી સિંધુનાં લેવ ॥ વરદામ ક્ષીરસમુદ્રનાં રે, નીરે ન્હાવે જેમ દેવ ॥ ન્હ૦ ॥ ૨

॥ અ૦ ॥ તેમ ભવિ ભાવે તીર્થોદકે રે, વાસો વાસ સુવાસ ॥ ઔષધિયો પણ ભેળી કરો રે, અનેક સુગંધિત ખાસ ॥ ન્હ૦ ॥ ૩ ॥ અ૦ ॥ કાળ અનાદિ મળ ટાળવા રે, ભાળવા આતમરૂપ ॥ જળપૂજા યુકતે કરી રે, પૂજો શ્રી જિન ભૂપ ॥ ન્હ૦ ॥ ૪ અ૦ ॥ વિપ્રવધૂ જળપૂજથી રે. જેમ પામી સુખ સાર ॥ તેમ તમે દેવાધિદેવને રે, અર્ચી લહો ભવપાર ॥ ન્હવણ કરો જિન-રાજને રે ॥ ૫ ॥

॥ કાવ્યં ॥ વિમલકેવલદર્શનસંયુતં, સકલજંતુ મહોદયકારણં ॥ સ્વગુણશુદ્ધિકૃતે સ્નપયામ્યહં, જિનવરં નવરંગ મવાંભસા ॥૧॥ ઇતિ પ્રથમ જળપૂજા સમાપ્ત ॥ ૧ ॥

## ॥ अथ द्वितीय चंदनपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

હવે બીજી ચંદનતણી, પૂજા કરો મનોહાર ॥
મિથ્યા તાપ અનાદિનો, ટાળો સર્વ પ્રકાર ॥ ૧ ॥
પુદ્દગલ પરિચય કરી ઘણો, પ્રાણી થયો દુર્વાસ ॥
સુગંધ દ્રવ્ય જિન પૂજીને, કરો નિજ શુદ્ધ સુવાસ ॥૨॥

॥ ઢાળ બીજી ॥

**( મનથી ડરણાં, પરનારી સંગ ન કરણાં.—એ દેશી. )**

ભવિ જિન પૂજો, દુનિયામાં દેવ ન દૂજો ॥ જે અરિહા પૂજે, તસ ભવનાં પાતક ધ્રૂજે ॥ ભવિ૦ ॥૧॥ પ્રભુ પૂજા બહુ ગુણ ભરી રે, કીજે મનને રંગ ॥ મન વચ કાયા થીર કરી રે, અર્ચો અરિહા અંગ ॥ ભવિ૦ ॥ ૨ ॥ કેસર ચંદન ઘસી ઘણું રે, માંહે ભેળી ઘનસાર ॥ રત્નકચોળીમાંહે ધરી રે, પ્રભુ પદ ચર્ચો સાર ભવિ૦ ॥ ૩ ॥ ભવદવ તાપ શમાવવા રે, તરવા

ભવજળ તીર ।। આત્મસ્વરૂપ નિહાળવા રે, રૂડો જગગુરૂ ધીર ।। ભવિ ૦ ।। ૪ ।। પદ જાનુ કર અંશ શિરે રે, ભાલ ગળે વળી સાર ।। હૃદય ઉદર પ્રભુને સદા રે, તિલક કરો મન પ્યાર ।। ભવિ૦ ।। ૫ ।। એણિવિધ જિનપદ પૂજના રે, કરતાં પાપ પલાય ।। જેમ જયસુરને શુભમતિ રે, પામ્યા અવિચળ ઠાય ।। ભવિ જિન પૂજો ।। ૩ ।।

।। કાવ્યં ।। જગદુપાધિચયાદ્રહિતંહિતં, સહજતત્વકૃતે ગુણમંદિરં ।। વિનયદર્શન કેશર ચંદનૈ, રમલહૃન્મલહૃ જિજનમર્ચ્ચયે ।। ૧ ।।

।। ઇતિ દ્વિતીય ચંદનપૂજા સમાપ્ત ।। ૨ ।।

## ।। अथ तृतिय कुसुमपूजा प्रारंभ ।।

।। દોહા. ।।

ત્રીજી કુસુમતણી હવે, પૂજા કરો સદ્ભાવ,
જેમ દુષ્કૃત દૂરે ટળે, પ્રગટે આત્મસ્વભાવ ।। ૧ ।।
જે જન ષટ્ ઋતુ ફુલશું, જિન પૂજે ત્રણ કાળ ।।
સુર નર શિવ સુખ સંપદા, પામે તે સુરસાલ ।। ૨ ।।

।। ઢાળ ત્રીજી ।।

(સાહેલડીયાંની દેશી.)

કુસુમપૂજા ભવિ તુમે કરો ।। સાહેલડીયાં ।। આણી વિવિધ પ્રકાર ।। ગુણ વેલડીયાં ।। જાઇ જુઈ કેતકી ।। સા૦ ।। દમણો મરૂઓ સાર ।। ગુણ૦ ।।૧।। મોઘરો ચંપક માલતી ।।સા૦।। ।। પાડલ પદ્મને વેલ ।। ગુણ૦ ।। બોલસિરી જાસૂલશું ।। સા૦।। પૂજો મનને ગેલ ।। ગુણ૦ ।। ૨ ।। નાગ ગુલાબ સેવંતરી ।।સા૦।। ચંપેલી મચકુંદ ગુણ૦ સદા સોહાગણ દાદ્દી ।।સા૦।। પ્રિયંગુ પુન્નાગનાં વૃંદ ।। ગુણ૦ ।। ૩ ।। બકુલ કેરંટ અંકોલથી ।।સા૦।।

કેવડો ને સહકાર ॥ ગુણ૦ ॥ કુંદાદિક પમુહા ઘણે ॥ સા૦ ॥ પુષ્પતણે વિસ્તાર ॥ ગુણ૦ ॥ ॥ ૪ ॥ પૂજે જે ભવિ ભાવશું ॥ સા૦ ॥ શ્રી જિનકેરા પાય ॥ગુણ૦॥ વણિકસુતા લીલાવતી ॥ સા૦ ॥ જિમ લહે શિવપુર ઠાય ॥ ગુણ વેલડીયાં ॥ ૫ ॥

॥ કાવ્યં ॥ સુકરૂણાસુનૃતાર્જવમાર્દવૈઃ, પ્રશમશૌચશમાદિસુમર્જનાઃ ॥ પરમ પૂજ્યપદસ્થિતમર્ચિતં, પરમુદારમુદારગુણં જિનં ॥૧॥

॥ ઇતિ તૃતિય પૂષ્પપૂજા સમાપ્ત ॥૩॥

## ॥ अथ चतूर्थ धूपपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

અર્ચા ધૂપતણી કરો, ચોથી હર્ષ અમંદ ॥
કર્મેંધન દાહન ભણી, પૂજો શ્રી જિનચંદ ॥ ૧ ॥
સુવિધિ ધૂપ સુગંધશું, જે પૂજે જિનરાય ॥
સુરનર કિન્નર તે સવિ, પૂજે તેહના પાય ॥ ૨ ॥

॥ ઢાળ ચોથી ॥

( સામરી સુરતપર મેરા દિલ અટકયા.—એ દેશી. )

અરિહા આગે ધૂપ કરીને, નરભવ લાહો લીજેરી ॥ અગર ચંદન કસ્તુરી સંયુક્ત, કુંદરૂ માંહે ધરીજેરી ॥ અરિ૦ ॥ ૧ ॥ ચૂરણ શુદ્ધ દશાંગ અનોપમ. તુરક્ક અંબર ભાવીજેરી ॥ રત્નજડિત ધૂપધાણા માંહિ, શુભ ઘનસાર ઠવીજેરી ॥ અરિ૦ ॥ ૨ ॥ પવિત્ર થઈ જિનમંદિર જઇને, આશય શુદ્ધ કરીજેરી ॥ ધૂપ પ્રગટ વામાંગે ધરતાં; ભવ ભવ પાપ હરીજેરી ॥ અરિ૦ ॥૩॥ સમતારસ સાગર ગુણ આગર, પરમાતમ જિન પૂરારી ॥ ચિદા-

નંદ ઘન ચિન્મય મૂરતિ, ઝગમગ જ્યોતિ સનૂરારી ।।અરિ૦।।૪।। એહવા પ્રભુને ધૂપ કરતાં, અવિચળ સુખડા લહિયેરી ।। ઇહ ભવ પરભવ સંપતિ પામે, જેમ વિનયંધર કહિયેરી ।।અરિહા. ।।૫।।

।। કાવ્યં ।। અશુભપુદ્ગલસંચયવારણં, સમસુગંધકરં તપધૂપનં ।। ભગવતા સુપુરોહિતકર્મણાં, જયવતો ચવતોઽક્ષયસંપદા ।।૧।।

।। ઇતિ ચતુર્થ ધૂપપૂજા સમાપ્ત ।। ૪ ।।

## ।। अथ पंचम दीपकपूजा प्रारंभ ।।

।। દોહા ।।

નિશ્ચય ધન જે નિજતણું, તિરોભાવ છે તેહ ।।
પ્રભુમુખ દ્રવ્યદીપક ધરી, આવિરભાવ કરેહ ।। ૧ ।।
અભિનવ દીપક એ પ્રભુ, પૂજી માગો દેવ ।।
અજ્ઞાન તિમિર જે અનાદિનું, ટાળો દેવાધિદેવ ।।૨।।

।। ઢાળ પાંચમી ।।

( ઝુંબખડાની દેશી )

ભાવદીપક પ્રભુ આગળે, દ્રવ્યદીપક ઉત્સાહે ।। જિનેસર પૂજીયે ।। પ્રગટ કરી પરમાતમા, રૂપ ભાવો મનમાંહે ।। જિ૦ ।। ।। ૧ ।। ધૂપ કષાય ન જેહમાં, ન છીપ પતંગને હેજ ।।જિ૦।। ચરણ ચિત્રામણ નવિ ચળે, સર્વ તેજનું તેજ ।। જિ૦ ।।૨।। અધ ન કરે જે આધારને, સમીરતણે નહીં ગમ્ય ।। જિ૦ ।। ।। ચંચલભાવ જે નવિ લહે, નિત્ય રહે વળી રમ્ય ।। જિ૦ ।। ૩ ।। તૈલ પ્રક્ષેપ જિહાં નહીં, શુદ્ધદશા નહિ દાહ ।। જિ૦ ।। અપર દીપક એ અર્ચતાં, પ્રગટે પ્રશમ પ્રવાહ ।। જિ૦ ।। ૪ ।। જેમ

જિનમતિને ધનસિરિ, દીપપૂજનથી હોય ॥ જિ૦ ॥ અમરગતિ સુખ અનુભવી, શિવપુર પહોતી સોય ॥ જિ૦ ॥ ૫ ॥

॥ કાવ્યં ॥ બહુલમોહતમિસ્રનિવારકં, સ્વપરવસ્તુ વિકાસનમાત્મનઃ વિમલબોધસુદીપકમાદધે, ભૂવનપાવનપાર ગતાગ્રતઃ ॥૧॥ ઇતિ પંચમ દીપક પૂજા સમાપ્ત ॥ ૫ ॥

## ॥ अथ षष्ट अक्षतपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

સમકિતને અજુઆળવા, ઉત્તમ એહ ઉપાય ॥
પૂજાથી તમે પ્રીછજો, મનવંછિત સુખ થાય ॥ ૧ ॥
અક્ષત શુદ્ધ અખંડશું, જે પૂજે જિનચંદ ॥
લહે અખંડિત તેહ નર, અક્ષય સુખ આણંદ ॥ ૨ ॥

॥ ઢાલ છઠ્ઠી ॥

( ધર્મજિણંદ દયાલજી, ધર્મતણો દાતા—એ દેશી. )

અક્ષતપૂજા ભવિ કીજેજી, અક્ષત ફળ દાતા॥ શાલિગોધૂમ પણ લીજેજી ॥અ૦॥ પ્રભુ સન્મુખ સ્વસ્તિક કીજેજી ॥ અ૦ ॥ મુક્તાફળ વીચમેં દીજેજી ॥ અ૦ ॥ ૧ ॥ એહવા ઉજ્જવલ અક્ષત વાસીજી ॥ અ૦ ॥ શુભ તંદુલ વાસ ઉલ્લાસીજી ॥અ૦॥ ચૂરક ચઉગતિ ચિત્ત ચોખેજી ॥ અ૦ ॥ પૂરી અક્ષયસુખ લહો જોખેજી ॥ અ૦ ॥ ૨ ॥ પુનરાવર્ત્ત હરવા હાથેજી ॥ અ૦ ॥ નંદાવર્ત્ત કરો રંગ સાથેજી ॥ અ૦ ॥ કરજોડી જિનમુખ રહીનેજી ॥ અ૦ ॥ એમ આખો શિવ દીયો વહીનેજી ॥ અ૦ ॥ ૩ ॥ જગનાયક જગગુરૂ જેતાજી ॥ અ૦ ॥ જગબંધુ અમલ વિભુ નેતાજી ॥ અ૦ ॥ બ્રહ્મા ઈશ્વર વડભાગીજી ॥ અ૦ ॥ યોગીશ્વર વિદિત વૈરાગીજી ॥ અ૦ ॥ ૪ ॥ એહવા દેવાધિદેવને પૂજેજી ॥ અ૦ ॥

ભવભવનાં પાતક ધ્રુજેજી ॥ અ૦ ॥ જેમ કીરયુગલ ભવ પારજી ॥ અ૦ ॥ લહે અક્ષત પૂજા પ્રકારજી ॥ અક્ષતપૂજા૦॥ ॥ ૫ ॥

॥ કાવ્યં ॥ સકલમંગલ સંભવકારણં, પરમમક્ષતભાવકૃતેર્જિનં ॥ સુપરિણામમયૈરહમક્ષતૈઃ, પરમયારમયાયુતમર્ચ્ચયે ॥ ૧ ॥

॥ ઇતિ ષષ્ટ અક્ષતપૂજા સમાપ્ત ॥ ૬ ॥

**॥ अथ सप्तम फलपूजा प्रारंभ ॥**

॥ દોહા ॥

શ્રીકાર ઉત્તમ વૃક્ષનાં, ફળ લેઈ નર નાર ॥
જિનવર આગે જે ધરે, સફળા તસ અવતાર ॥ ૧ ॥
ફળપૂજાનાં ફળથકી, કોડિ હોય કલ્યાણ ॥
અમર વધૂ ઉલટ ધરી, તસ ધરે ચિત્તમાં ધ્યાન ॥૨॥

॥ ઢાળ સાતમી ॥

( બિંદલીની દેશી. )

ફળપૂજા કરો ફળકામી. અભિનવ પ્રભુ પુણ્યે પામી હો ॥ પ્રાણી જિન પૂજો ॥ શ્રીફળ અખોડ બદામ, સીતાફળ દાડિમ નામ હો ॥ પ્રા૦ ॥ ૧ ॥ જમરૂખ તરબુજ કેળાં, નિમજાં કાકડીઓ કરો ભેળાં હો ॥ પ્રા૦ ॥ પીસ્તાં ફનસ નારંગ, પૂંગી ચૂઅફળ ઘણું ચંગ હો ॥ પ્રા૦ ॥ ૨ ॥ ખરબુજ દ્રાખ અંજીર, અન્નાસ રાયણ જંબીર હો ॥ પ્રા૦ ॥ મિષ્ટલીંબુને અંગુર, શિંગોડાં ટેટી બીજપૂર હો ॥ પ્રા૦ ॥ ૩ ॥ એમ જે જે વિષય લહંત, તેતે જિનભુવને ઢોયંત હો ॥ પ્રા૦ ॥ અનુપમ થાળ વિશાળ, તેહમાં ભરીને સુરસાળ હો ॥ પ્રા૦ ॥ ૪ ॥ ફળપૂજા કરે જે ભાવે, તે શિવરમણી સુખ પાવે હો ॥પ્રા૦॥ દુર્ગતા નારી જેમ, લહે કીર-યુગલ વળી તેમ હો ॥પ્રા૦॥ ૫ ॥

॥ કાવ્યં ॥ અમલશાંતરસૈકનિધિંશુચિ, ગુણ ફલૈર્મલદોષહ-રૈર્હરં ॥ પરમશુદ્ધિફલાય યજે જિનં, પરહિતં રહિતં પરભાવતઃ૧॥

॥ ઇતિ સપ્તમ ફળપૂજા સમાપ્ત ॥ ૭ ॥

## ॥ अथ अष्टम नैवेद्यपूजा प्रारंभ ॥

॥ દોહા ॥

ભવદવ દહન નિવારવા. જલદ ઘટા સમ જેહ ॥
જિન પૂજા યુગતે કરી, ત્રિવિધે કીજે તેહ ॥ ૧ ॥
પૂજા કુગતિની અર્ગલા, પુણ્ય સરોવર પાળ ॥
શિવગતિની સાહેલડી, આપે મંગલમાળ ॥ ૨ ॥
શુભ નૈવેદ્ય શુભ ભાવશું, જિન આગે ધરે જેહ॥
સુરનર શિવપદ સુખ લહે, હલીય પુરૂષ પરે તેહ ॥૩॥

॥ ઢાળ આઠમી ॥

(શ્રાવણ માસે સ્વામિ, મહેલી ચાલ્યા રે.—એ દેશી. )

હવે નૈવેદ્ય રસાલ, પ્રભુજી આગે રે ॥ ધરતાં ભવિ સુખ-કાર, પ્રભુતા જાગે રે ॥ કંચન જડિત ઉદાર, થાળમાં લાવો રે ॥ તાર તાર મુજ તાર, ભાવના ભાવો રે ॥ ૧ ॥ લાપશી સેવ કંસાર, લાડુ તાજા રે ॥ મનોહર મોતિચૂર, ખુરમાં ખાજાં રે ॥ બરફી પેંડા ખીર, ઘેવર ઘારી રે ॥ સાટા સાંકલીસાર, પૂરી ખારી રે ॥ ૨ ॥ કસમસીયા ફૂલેર, સક્કરપારા રે ॥ લાખણસાઇ રસાલ, ધરો મનોહારા રે ॥ મોતૈયા કલિસાર, આગે ધરિયે રે ॥ ભવ ભવ સંચિત પાપ, ક્ષણમાં હરિયે રે ॥ ૩ ॥ મુરકી મેસુર દહીં-થરા, વરસોલાં રે ॥ પાપડ પૂરી ખાસ, દોઠાં ઘોલાં રે ॥ ગુંદવડાં ને રેવડી, મન ભાવે રે ॥ ફેંણી જલેબી માંહે, સરસ સોહાવે રે ॥ ૪ ॥ શાલિ દાલને સાલણાં, મન રંગે રે ॥ વિવિધ જાતિ

પકવાન, ઢોવો ચંગે રે ॥ તાલ કંસાલ મૃદંગ, વીણા વાજે રે ॥ ભેરી નફેરી ચંગ, મધુરધ્વનિ ગાજે રે ॥૫॥ શોલ સજી શણગાર. ગોરી ગાવે રે ॥ દેતાં અઢળક દાન, જિનઘર આવે રે ॥ એણી-પરે અષ્ટ પ્રકાર, પુજા કરશે રે ॥ નૃપ હરિચંદ્ર પરે તેહ, ભવ-જળ તરશે રે ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ સકલ ચેતનજીવિતદાયિની, વિમલભક્તિવિશુદ્ધિ સમન્વિતા ॥ ભગવતઃ સ્તુતિસારસુખાસિકા, શ્રમહરા મહારાસ્તુ વિભોઃ પુરઃ ॥

॥ ઇતિ અષ્ટમ નવેદ્યપૂજા સમાપ્ત ॥

॥ ઢાળ નવમી ॥

( નમો ભવિ ભાવશું—એ દેશી. )

અષ્ટપ્રકારી ચિત્ત ભાવિયે એ, આણી હર્ષ અપાર ॥ ભવિ-જન સેવિયે એ॥ અષ્ટ મહાસિદ્ધિ સંપજે એ. અડબુદ્ધિ દાતાર ॥ ભવિ૦ ॥૧॥ અડદિઢિ પણ પામીયે એ, પુજથી ભવિ શ્રીકાર ॥ભ૦॥ અનુક્રમે અષ્ટકરમ હણી એ, પંચમી ગતિ લહો સાર ॥ભ૦॥૨॥ શા ન્હાનાસુત સુંદરૂ એ, વિનયાદિક ગુણવંત ॥ભ૦॥ શાહ જીવણના કહેણથી એ, કીયો અભ્યાસ એ સંત ॥ભ૦॥૩॥ સકલ પંડિત શિર સેહરો એ, શ્રી વિનિતવિજય ગુરૂ રાય ॥ ॥ભ૦॥ તાસ ચરણ સેવાથકી એ, દેવનાં વંચ્છિત થાય ॥ભ૦॥૪॥ શશિ[૧] નયન[૨] ગજ[૮] વિધુ[૧] વરૂ એ, (૧૮૨૧) નામ સંવત્સર જાણ ॥ભ૦॥ તૃતિયા સિત આસોતણી એ, શુક્રવાર પ્રમાણ ॥ભ૦॥ ॥૫॥ પાદરા નગર વિરાજતા એ, શ્રી સંભવ સુખકાર ॥ભ૦॥ તાસ પસાયથી એ રચી એ, પૂજા અષ્ટપ્રકાર ॥ભ૦॥૬॥

